# ત્રીજી ગુજરાત રાજકીય પરિષદ.

તા. ૧-૨-૩ નવેમ્બર ૧૯૧૯ના રોજ સુરતમાં
નામદાર ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા નીચે
મળેલી બેઠકનો હેવાલ.

પ્રકાશક.

મગનલાલ ભુખણદાસ શેઠ.
પરિષદના સ્વાગત મંડળના મંત્રી.
સુરત

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

આવૃત્તિ ૧લી. પ્રત ૨૦૦૦.

ઠે. ખપાટીઆ ચકલા—સુરત.
શા. ખુબચંદ અમીચંદના "શ્રી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ"માં
શા. પ્રભાશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.

કિંમત ૦-૮-૦

# ત્રીજી ગુજરાત રાજકીય પરિષદ્.

તા. ૧-૨-૩ નવેમ્બર ૧૯૧૯ના રોજ સુરતમાં
નામદાર ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા નીચે
થએલી બેઠકનો હેવાલ.


પ્રકાશક.

મગનલાલ ભુખણદાસ શેઠ.
પરિષદ્‌ના સ્વાગત મંડળના મંત્રી.
સુરત

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

આવૃત્તિ ૧લી. પ્રત ૨૦૦૦.

ઠે. ખપાટીઆ ચકલા—સુરત.
શા. ખુબચંદ અમીચંદના "ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ"માં
રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.


કિંમત ૦-૮-૦

# પ્રસ્તાવના.



સને ૧૯૧૯ની તા૦-૧-૨-૩ નવેંબરને રોજ સુરત મુકામે ભરાયલી ત્રીજી ગુજરાત રાજકીય પરિષદના કાર્યનો રીપોર્ટ ગુજરાત સમક્ષ મુકતાં ઘણો આનંદ થાય છે. વ્યકતી સ્વાતંત્ર્યવાળા સુરત શેહેરમાં પરિષદનું કાર્ય પૂર્ણ ફતેહમંદીથી પાર પડયું તેને માટે તે દયાળુ પરમાત્માનો આભાર માનીશું. શેહેરના મોડરેટ, નેશનલીસ્ટ, હોમરૂલ-દરેક પક્ષના દરેક વર્ગના અને દરેક કોમના માણસ આ બાલ-વૃદ્ધ-આ પરિષદમાં સમેલ થયાં હતાં એજ તેની ફતેહનું ખાસ કારણ હતું. પરિષદની ઓફીસ ખોલવા માટે આબાસ બીલ્ડીંગ વાળા મકાનમાંની પોતાની જગ્યા રા. વૃંદાવન સી. જાદવે વાપરવા આપેલી તે માટે, તિલક મેદાનનું ભવ્ય મેદાન એક મુકને આપી દરેક પ્રકારની બનતી મદદ આપવા માટે બદરી આઈસ ફેકટરીવાળા ઉદાર મી. યુસુફઅલી શેઠનો તથા તિલક મેદાનના વાપર નાર રા. ભાઈ બંકુભાઈ નરોતમભાઈનો ઉદાર દેશાભિમાની લાગણી માટે આ મંડળના કાર્યવાહકો અંતઃકરણ પૂર્વક આભાર માને છે. દશાલાડ વણીકનો મોતી બાગ તેમજ બીજાં મકાનો ઉતારા વિગેરે માટે વાપરવા આપવા બદલ તેના વ્યવસ્થાપકો તથા માલીકોનો પણ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ તથા પરિષદને આર્થીક સહાય આપનારા તમામ ઉદાર ગૃહસ્થોનો પણ આભાર માનીએ છીએ. મુંબઈ ગોધરા, નડિઆદ આદિ સ્થળોએથી આવેલા સ્વયં સેવક બંધુઓનો તથા સુરત શહેરના તમામ સ્વયં સેવકોનો તથા સ્વયં સેવીકાઓનો અને તમામ સેવક બંધુઓનો આ સ્થળે આભાર પ્રદર્શિત કરવોજ જોઈએ તે ઉપરાંત રાજકીય મંડળના જનરલ સેક્રેટરીઓ હમારી મહેમાનગીરી સ્વીકારી આવેલા તમામ ડેલીગેટ બંધુઓ તથા શહેરની તમામ પ્રજાનો આ સ્થળે આભાર માનવો અવશ્યનો છે. તન મન અને ધનના સહકાર્યો વિના આવું કાર્ય ફતેહમંદ થતું નથી અને તેને માટે ઉપર જણાવેલા બીજા અન્ય બંધુઓ તથા બહેનો ઘણાં છે, તે દરેકનો આભાર માન-

વાની હમારી આ વેળા ફરજ સમજીએ છીએ. પરિષદને લગતા આવક ખર્ચનો હિસાબ રિપોર્ટના છેવટના ભાગમાં આપવામાં આવ્યો છે. સુરત શહેરમાં પ્રજા જીવન છે. શહેર પ્રજાકીય કાર્ય કારનારાઓના કાર્યને પોષનારો વર્ગ છે એમ આ પરિષદે સાબિત કરી આપ્યું છે. ભવિષ્યમાં આથી મોટી પરિષદો ભરવાને શેહેરને સામર્થ્ય આપે એવું ઇચ્છી આ રીપોર્ટ ગુજરાતની પ્રજા સમક્ષ મુકવાની રજા લઇએ છીએ. સુરત તા. ૨૬–૮–૨૦

મગનલાલ ભુખણદાસ શેઠ
કરસુખ વીરસુખ હોરા
કનૈયાલાલ નાનાભાઇ દેશાઇ
દયાળજી નાનુભાઇ દેશાઇ
મગનલાલ પી૦ મારફતીઆ
મહમદ અફઝલ નરબાવાવાળા
ઓન. મંત્રીઓ
ત્રીજી ગુજરાત રાજકીય પારષદ.

# પ્રારંભ



નડિઆદમાં મળેલી બીજી ગુજરાત રાજકીય પરિષદમાં એ પરિષદની ત્રીજી બેઠક સુરતમાં ભરવા સુરત ડિસ્ટ્રીકટ એસોશીએશન તરફથી આમંત્રણ કરવામાં આવ્યું હતું તે પરિષદે તે આમંત્રણનો સ્વીકાર કર્યો હતો.

તા. ૨૧–૭–૧૯ ને રોજ પરિષદનું કામ હાથ ધરવા આર્યસમાજ મંદિરમાં ડિસ્ટ્રીકટ એસોસીએશન તરફથી જાહેરસભા બોલાવવામાં આવી હતી તેમાં સ્વાગત મંડળની અને નીચે પ્રમાણે અધિકારીઓની ચુંટણી થઇ હતી.

## સ્વાગત મંડળના ઉપપ્રમુખો.

રા. ડાહ્યાભાઈ કલ્યાણજી દેશાઇ, રા. બળવંતરાવ ત્રિપુરાશંકર વકીલ, રા. ગુલાબદાશ ભાઇદાસ વકીલ, રા. પ્રસન્નવદન મોટાભાઈ દેશાઈ, અને મીઆંસાહેબ અલીભાઇ હમદાની

## મંત્રીઓ.

રા. મગનલાલ ભૂખણદાસ શેઠ, ડૉ૦ કરસુખ વી. હોરા, રા. કનૈયાલાલ નાનાભાઇ દેશાઇ, રા. મગનલાલ પ્રેમચંદ મારફતીઆ, અને રા. દયાળજી નાનુભાઇ દેશાઈ.

## ટ્રેઝરર.

રા. ડાહ્યાભાઇ સુંદરજી દેશાઇ અને રા. ભાઇદાસ પુરષોતમદાસ એ પછી તા. ૨૬–૯–૧૯ ને રોજ સ્વાગત મંડળની મળેલી સભામાં નીચે પ્રમાણેની વિશેષ ચુંટણીઓ થઇ હતી.

## સ્વાગત મંડળના પ્રમુખ.

શ્રી. બા. ખંડુભાઇ ગુલાબભાઇ દેશાઈ એલ. સી. ઈ.

## પરિષદના પ્રમુખ.

મા૦ ગોકળદાસ કહાનદાસ પારેખ.

## સ્વાગત મંડળના ઉપપ્રમુખ.

રા, સુલેમાનજી દાવજી અભુ.

## મંત્રી.

મી. મહમદ અફઝલ નરમાવાળા

સ્વયંસેવકોના કેપટન ડા. જમીયતરામ વ્યાસ

એજ સભામાં પરિષદ માટેના દિવસ તા૦ ૧-૨-૩ નવેમ્બરના નક્કી થયા.

પરિષદના કાર્યને ફતેહમંદ બનાવવાને માટે જુદીજુદી કમિટિઓ નીમવામાં આવી હતી અને મંત્રીઓ પૈકી એક એક મંત્રી જે તે કમિટિના મંત્રી તરીકે નિયત થયા હતા દરેક કમિટિ અને ખાસ કરીને તેના મંત્રીઓએ પોતપોતાની ફરજ એવી સુંદર રીતે બજાવી કે કેટલીક મુશકેલીઓ નડવા છતાંપણ પરિષદ સાંગોપાંગ પાર ઉતરી.

પરિષદના સભાસ્થાન માટે હિંદના મહાન લોક નાયકોની ચરણરજથી પુનિત થએલું તિલકમેદાન પસંદ કરવામાં આવ્યું હતું અને તેપર સંપૂર્ણ સગવડવાળો દશ હજાર માણસ બેસી શકે એવો ભવ્ય મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો. ચારે તરફ ટાંગેલા આકર્ષક મુદ્રાલેખ સભાજનોનું ધ્યાન ખેંચી રહ્યા હતા.

## પ્રમુખની પધરામણી.

પરિષદના ચુંટાયલા પ્રમુખ ના૦ ગોકળદાસ કહાનદાસ પારેખ તા૦ ૩૧મી ઓકટોબરે સવારમાં મુંબઇથી પધારવાના હોવાથી તેમનુ સ્વાગત કરવા સ્વાગત મંડળના પ્રમુખ રા. બા. ખંડુભાઈ ગુલાબભાઈ દેશાઈ ઉપપ્રમુખો મંત્રીઓ અને બીજા અનેક પ્રતિનિધિ સજ્જનો સ્ટેશનપર હાજર હતા; વળી સુરત, ગોધરા મુંબઈ વગેરે સ્થળોના વોલંટીયરની ટુકડીઓ અને જાણીતા વાજાવાળા મી૦ મીયાંનું બેન્ડ હાજર હતાં. પ્રમુખશ્રી આવી પહોંચતાં તેમને રા૦ બા૦ ખંડુભાઈ અને અન્ય ગૃહસ્થો તરફથી હાર તોરા સમર્પ્યા અને વેઇટિંગ રૂમમાં લઈજવામાં આવ્યા. આઠને સુમારે સરઘસ શરૂ થયું. પ્રમુખશ્રીનો ઉતારો નાણાવટમાં શેઠ ગંગારામ વિજભુખણદાસને ત્યાં હતો. સ્ટેશનથી ત્યાં સુધીનો આખો રસ્તો વાવટા તોરણો અને સ્વદેશાભિમાનની લાગણી દર્શાવતા મુદ્રાલેખોથી શણગારાઇ ગયો હતો

આગળ બેન્ડ પાછળ વોલંટીયરોની ટુકડીઓ અને તે પછી પ્રમુખશ્રી અને સ્વાગત મંડળના પ્રમુખનિ મોટર અને તેની પાછળ અનેક ગાડીઓ આ પ્રમાણે સરઘસ ગોઠવાયું હતું. પ્રમુખશ્રીને આવકાર આપવા આખા રસ્તાપર અને ચકલે ચકલે લોકોના ટોળા ઉભેલાં હતાં. માર્ગમાં ઠેક ઠેકાણે પ્રમુખશ્રીને પુસ્પ વૃષ્ટિથી વધાવવામાં આવ્યા હતા. આખો રસ્તો વંદેમાતરમ મહાત્મા ગાંધીજી કી જે, સત્યાગ્રહ કી જે, લોકમાન્ય તિલક કી જે, મહમદઅલી શૌકતઅલીકી જે, વગેરે જયઘોષથી ગાજી ઉઠયો હતો

# પ્રથમ દિવસ.



## પરિષદ્‌નો પ્રારંભ

તા૦૧લી નવેંબરને દિવસે ૧ વાગે પરિષદની કાર્યવાહી શરૂ થઇ હતી એ પહેલાં પ્રતિનિધિથી સ્વાગત મંડળના સભ્ય અને પ્રેક્ષકોથી મંડપ ભરાઈ ગયો હતો ગુજરાતના જુદા જુદા ભાગમાંથી અને મુંબઈથી સારી સંખ્યામાં પ્રતિનિધિઓ પરિષદમા ભાગ લેવા પધાર્યા હતા. જેમાંનીચેના આગેવાન ગુજરાતીઓ નજરે પડતા હતા

શ્રીમાન શેઠ રતનસી ધરમસી મોરારજી, શ્રીમાન હંસરાજ પ્રાગજી ઠાકરસી, શ્રીમાન કાનજી દ્વારકાદાસ, શ્રીમાન માવજી ગોવિંદજી શેઠ, શ્રીયુત અમૃતલાલ વિ ઠક્કર, શ્રીયુત કનૈયાલાલ મણેલાલ મુનશી, શ્રીયુત મનસુખરામ આત્મારામ માસ્તર, ડૉ તુળજારામ ખાડવાળા (મુંબઈ), શ્રીયુત અંબાશંકર ઉત્તમરામ મલજી, શ્રીયુત હરિભાઈ ઝવેરભાઈ અમીન, ગંગાસ્વરૂપ ગંગાબ્હેન(ભરૂચ)શ્રીયુત ગોકળદાસ દ્વારકાદાસ તલાટી,શ્રીયુત ફુલચંદ બાપુજી શાહ, રા૦ માધવલાલ નભુભાઈ દ્વિવેદી(નડિઆદ) રા૦ જીવણલાલ વ્રજરાય દેશાઈ બેરીસ્ટર, રા૦ વલ્લભભાઈ જે પટેલ બેરીસ્ટર, રા૦ મગનભાઇ ચતુરભાઇ પટેલ બેરીસ્ટર, રા૦ કૃષ્ણલાલ નરસિંહલાલ દેશાઈ, ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ, રા૦ હરિપ્રસાદ પિતાંબરદાસ મહેતા (અમદાવાદ) રા૦ મણિલાલ મહેતા, રા૦ વામન મુકાદમ (પંચમહાલ), સ્વામીશ્રી સત્યદેવજી અને અખંડાનંદજી તેમજ સ્થાનિક ગૃહસ્થો પૈકી રા૦ બેજનજી માણેકજી જંબુસરીઆ, રા૦ ડાહ્યાભાઈ કલ્યાણજી દેશાઈ, રા૦ પ્રસન્નવદન દેશાઈ, રા૦

બળવંતરાવ વકીલ, મીઆંસાહેબ અલિભાઈ હમદાની, શેઠ સુલેમાન હાવજી અભુ, ડૉ૦ દીક્ષીત વીગેરે વીગેરે

બરાબર એક વાગે પ્રમુખશ્રી ના. પારેખ રા૦ બા૦ ખંડુભાઈ વગેરે સાથે પધારતાં સભાજનોએ ઉભા થઈ તાળીઓના ચાલુ અવાજેથી તેમને વધાવી લીધા હતા. અને મી૦ મીઆના બેન્ડે સ્વાગતના મધુર સુર સંભળાવ્યા હતા.

પ્રમુખશ્રીએ બેઠક લીધા પછી અત્રેના મહીલા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓ એ "વંદેમાતરમ" નું સુપ્રસીદ્ધ દેશગીત સુંદર રીતે ગાયુ હતુ એ વખતે આખી પરિષદ ઉભી થઈ હતી. "વંદેમાતરમના" રાષ્ટ્રગીત પછી પ્રેમશૌર્યના પ્રેરક કવિ નર્મદરચિત "જયજય ગરવી ગુજરાતનુ" રાષ્ટ્રગીત પણ મહિલા વિદ્યાલયની બાળાઓએ ગાયું હતુ.

આ પરિષદ વચ્ચે વિશેષતા એ હતી કે સ્ત્રી પ્રતિનિધિ અને પ્રેક્ષકની સંખ્યા પાંચસો ઉપરની હતી અને તે વિભાગનો બંદોબસ્ત ખાસ સ્ત્રી સ્વયંસેવીકાઓએ અત્યંત ઉત્સાહ પૂર્વક કર્યો હતો

મહાત્મા ગાંધીજી વગેરેના સહાનુભુતીના સંદેશા વંચાયા પછી સ્વાગત મંડળના પ્રમુખ રા૦ બા૦ ખંડુભાઈએ પોતાનુ ભાષણ શરૂ કર્યું હતું.

# સ્વાગત મંડળના પ્રમુખ

# રા૦ બા૦ ખંડુભાઈ ગુલાબભાઈ દેશાઈનું ભાષણ.

**ગરવી ગુજરાતનાં મારાં ગુણવંતાં સન્નારીઓ તથા સદગૃહસ્થો,**

ગુજરાત રાજકીય પરિષદ્‌ની ત્રીજી બેઠક માટે સુરતમાં ભેગાં મળેલાં તમારા બ્હેનો તથા ભાઈઓને અત્યંત હર્ષ અને ઉલ્લાસની લાગણીથી આવકાર આપતાં ઘણો આનંદ થાય છે. આ પરિષદ્‌ના ત્રીજા સંમેલન માટે આખા સુરત જીલ્લા અને શહેર તરફથી તમામ પ્રતિનિધિ મ્હેમાનોને સ્વાગત આપવાનું કામ મારે શિર આવી પડયું છે. મારી વૃદ્ધાવસ્થાને લીધે, કુટુંબની ઉપાધિને લીધે, તથા બીજાં કેટલાંક કારણોને લીધે જાહેર જીવનમાંથી આજ કેટલાંક વર્ષ થયાં હું વાનપ્રસ્થ થયો છું. તેથી આ કાર્ય માટે મારા કરતાં વધારે રસ, ઉત્સાહ તથા સ્વાર્થત્યાગથી કામ કરનાર આ શહેરમાં વસતા અથવા મુંબાઈ આદિ ઇતર જગ્યાઓએ વસ્તા આ શહેરના વતનીઓમાંથી કોઇને નિયુક્ત કર્યા હોત તો તે વધારે આવકારદાયક થઈ પડત, પરંતુ સુરતના રાજકીય પરિષદ્‌ના ચાલકોને સ્વાગત મંડળના પ્રમુખ માટે બે ચાર લાયક સદ્‌ગૃહસ્થો તરફથી શારિરીક અસ્વસ્થતા, અવકાશની ન્યૂનતા અથવા બીજાં કારણોને લીધે ના પાડી નિરાશ કરવામાં આવ્યા, અને જ્યારે એ લોકોનો આગ્રહ મારા પરજ ઉતર્યો ત્યારે આ જવાબદારી માથે ઉઠાવી લેવા હુએ મારાં અંગત કારણો અગાડી લાવી ના પાડી શકયો નહિ; છતાં પણ છેવટ સુધી એવી ઉમેદ રાખી હતી કે, આ કાર્ય વધારે ફતેહમંદ બનાવે એવો મારા કરતાં વધારે ઉત્સાહી કોઇ ગૃહસ્થ મળે તો હું આ જવાબદારીમાંથી મુકત થઈશ. પરંતુ ઈશ્વરેચ્છાથી આ કાર્ય મારા ઉપરજ હજુ રહયું છે. તો આપ સર્વની મારાથી થાય તેવી સેવા કરી છે અને કરીશ.

ગુજરાતના પરમ પનોતા પુત્ર મહાત્મા ગાંધીજીના (તાળીઓ) શુભાશિષથી જે પરિષદ્ અસ્તિત્વમાં આવી, ગોધરા મુકામે જેના પ્રથમ અધિષ્ઠાતા તરીકે જે પરિષદ્‌ની તે મહાન્ નરે પ્રાણ પ્રતિષ્ઠા કરી નડિયાદ મુકામે જેના બીજા અધિવેશનમાં માનનીય વિઠ્ઠલભાઇ પટેલે જેને પયપાન કરાવ્યું, અને હમણાં પરિષદ્‌નું પયધાવન મુકાવી, આખા ગુજરાતમાં સન્માનિત અને અન્ન ઉત્પન્ન કરનાર ખેડુતના પિતા રૂપ ગણાતા માનનીય ગોકળદાસ પારેખને (તાળીઓ) હસ્તે જેને અન્ન પ્રાશન કરાવવાનો વિધિ સોંપવાનો સંકલ્પ કર્યો છે, તે પરિષદ્‌ના ભૂત ઈતિહાસ સંબંધ સહજસાજ કહેવું અવશ્યનું છે. હિંદી રાષ્ટ્રીય સભા આખા દેશના સવાલો ઉપર વિચાર ચલાવતી હોવાને લીધે, તેનો કાર્યક્રમ અંગ્રેજી

ભાષામાં ચાલતો હોવાને લીધે, તથા પ્રાંતિક પરિષદ્ ઇલાકાના સવાલો માટે હોવાથી અને તેનો પણ વ્યવહાર અંગ્રેજી ભાષામાં ચાલતો હોવાથી આ સંસ્થાઓમાં ઉત્સાહ ભર્યો ભાગ અંગ્રેજીથી અજ્ઞાત વર્ગ લઈ શકતો નથી. ગુજરાતી બોલતો સાધારણ વ્યાપારી અને ખેડુત વર્ગ આપણા રાજકીય જીવનમાં જોડાય અને તેમાં સંગીન ફાળો આપે એ હેતુથી મહાત્મા ગાંધીજી (તાળીઓ) તેમજ અન્ય ગુજરાતી બંધુઓના પ્રયાસથી આ પરિષદનું કામ ગુજરાતીમાંજ ચાલવું જોઇએ એમ યોજાયું છે. અને પરિષદ્‌ને અંગે આખા વર્ષ માટે કામ કરવા એક કમિટિ નિમાય છે. ગોધરામાં નિમાયલી આવી કમિટિએ પંચમહાલ અને ખેડા જીલ્લામાં વેઠવારાનો જે મહાન ત્રાસ હતો તે ઘણે ભાગે દૂર કરી દીધો છે, અને પંચમહાલ જીલ્લાના કલેક્ટર સાહેબના છેલ્લા સરક્યુલર પછી આપણને આશા છે કે તે સદંતર નાબુદ થશે. ગયે વર્ષે નડિયાદ ખાતે નિમાયલી કમિટિએ આપણી પરિષદ્‌ના બંધારણનો ખરડો તૈયાર કર્યો છે; જે આપ સમક્ષ રજુ કરવામાં આવશે. આ કમિટિએ ગોચર અને નહેરના પ્રશ્નો સંબંધી કેટલીક ઉપયોગી હકીકત ભેગી કરી થોડું કામકાજ કર્યું છે, જેનો રિપોર્ટ આગળ ઉપર બહાર પાડવામાં આવશે.

સુરતના વીર પુત્ર સ્વ૦ કવિ નર્મદની રસીલી અને વીર રસથી છલકાતી કલમે સુરતના પ્રાચીન ઇતિહાસને તથા તેની પુરાણી જાહોજલાલીને એવાં ચિરસ્થાયી બનાવ્યા છે કે, તે સંબંધી કાંઇ પણ વિગત આપી આપનો અમૂલ્ય વખત રોકવા માંગતો નથી. પરંતુ નર્મદાશંકરના કાળ પછી હમારા શહેર તથા જીલ્લાના જાહેર જીવનની સહજસાજ ઝાંખી કરાવું, તો તે અસ્થાને નહિ કહેવાય. સુરત શહેરના ઇતિહાસમાં લાઇસન્સટેક્ષ, ઇન્કમટેક્ષ, તથા હાઉસટેક્ષની ચળવળો વખત શહેરમાં જે પ્રજાજીવન ઝળકતું હતું તેનો ખ્યાલ સારાથી ભાગ્યેજ બરાબર આપી શકાશે. આખુ શહેર તે વખતે ખળભળી ઉઠયું હતું, અને લાઇસન્સટેક્ષ વખતે થયેલા હુલ્લડના કમનસીબ બનાવને બાદ કરીએ તો તે વખતે સુરતના શહેરીઓએ બતાવેલો જુસ્સો નર્મદાશંકરની જન્મ ભુમિને શોભાવે તેવો હતો. દેશિમિત્રવાળા મહુંમ રા. સા. મંછારામ ઘેલાભાઇ, મ૦ ભાનુશંકર માસ્તર, મ૦ મોટાભાઇ વકીલ, અને મ૦ હરદેવરામ બેરિસ્ટર, તથા રા. ગુલાબદાસ ભાઇદાસનાં નામો સ્મૃતિરાજ્ય આગળ ખડા થઇ, તે નરો તરફ શહેરની બજાવેલી સેવા માટે માનની લાગણી પ્રકટાવે છે. રાષ્ટ્રીય પરિષદ્ તથા પ્રાંતિક પરિષદ્‌ના જન્મ પછી ૧૯૦૭ની સાલમાં સુરત ખાતે ડૉ. સર ભાલચંદ્ર કૃષ્ણના પ્રમુખપણા નીચે પ્રાંતિક પરિષદ્ ભરવામાં આવી હતી, અને તેની સાથે ઉદ્યોગિક પ્રદર્શન પણ પુર્ણ ફતેહમંદી સાથે ભરવામાં આવ્યું હતું; વળી નાગપુર ખાતે ભરાનારી રાષ્ટ્રીય સભા ત્યાંના આંતરિક મતભેદને લીધે છેવટની ઘડીએ અકટોબર મહિનામાં

પડતી મુકવામાં આવી, તે વખતે એક મહિનાની ટુંક મુદતમાં આ રાષ્ટ્રીય સભા ભરવાનું બીડું સુરતે ઝડપ્યું; અને નરમ અને ગરમ પક્ષના મતભેદને લીધે હજારોની સંખ્યામાં ડેલીગેટો હમારા મહેમાન તરીકે ઉતરી આવ્યા. હિંદુસ્તાનના ઈતિહાસમાં મશહુર આ બેઠકમાં નાગપુરની ગરમાગરમી તથા પક્ષાપક્ષીના પરિણામે જે કમનસીબ બનાવ સુરત ખાતે બન્યો, અને પૂર્ણ ઉત્સાહ અને ખુશાલી સાથે સુરતના શહેરીઓએ અલ્પ સમયમાં જે મહાભારત કામ ઉપાડયું હતું તેની ફતેહ વખતે બહારનાઓએ આવી જે શોકજનક પરિણામ આણ્યું, તેનું વર્ણન આપી જુનો ઘા તાજો કરવા માગતો નથી. માઠામાંથી સારૂં થાય, એ નિયમાનુસાર આપણા દેશનાં રાજકીય જીવનમાં ત્યાર પછી નવીન જુસ્સો આવવા લાગ્યો. અને આપણી રાષ્ટ્રીય સભા, આજે આપણે વધારે સંગીન, વધારે જોશવાળી, વધારે પ્રભાવશાળી જોઇએ છીએ. માણુસની પ્રકૃતિ પ્રમાણે, માણસના સ્વભાવ પ્રમાણે માણસ ઉદ્દામ અથવા વિનિત પોતાની માંગણીમાં હોય છે; અને તે જો પ્રતિપક્ષોના પ્રમાણિક મતભેદને માન આપી દર્શાવવામાં આવે, તો આપણા રાજકીય જીવનમાં અવારનવાર બનતા અંગત મતભેદો તથા કલહો ઘણે ભાગે દૂર થઇ જાય; ૧૯૦૭ના કમનસીબ બનાવ પછી સુરતના રાજકીય જીવનમાં આજનો આ પ્રથમજ મોટો પ્રસંગ છે. અને તે પ્રસંગની શોભા વધારનારૂં તથા તેને યશસ્વી બનાવવાનું કામ તમો બધાને શિર છે.

સુરતની કોંગ્રેસના ભંગાણ પછી, સુરત ડીસ્ટ્રીક્ટ એસોસીએશનની સ્થાપના થઇ, અને ત્યારથી આજ સુધી તે યથાશક્તિ પોતાનું કાર્ય કર્યે જાય છે. ૧૯૧૪ ના સાલમાં હોમરૂલ અને સ્વરાજ્યભાવનાનો વેગવાળો પવન **મીસીસ બીસાન્ટના** (તાળીઓ) અવિરત પ્રયાસથી આખા દેશમાં ફુંકાવા લાગ્યો, તેનો ઝપાટો સુરતને પણ લાગ્યો, અને સુરતના યુવાનોએ પણ સ્વરાજ્ય ભાવનાઓને પોષવા માંડી, અને હોમરૂલનો વાવટો ફરકાવી, કાયદેસર ચળવળ કરી, પ્રજામત, જાગ્રત કરવા સ્વરાજ્ય સંઘની સંસ્થાઓ શહેરમાં તેમજ જીલ્લામાં ઠેર ઠેર સ્થાપી, અને હોમરૂલ શબ્દ શહેરમાં અને ગામડાઓમાં ઘરગથ્થુ થઇ પડયો. ગુજરાતના જીવનમાં **મહાત્મા ગાંધીજીએ** (તાળીઓ) આધ્યાત્મિક બળ ઉત્પન્ન કર્યું છે, તેની અસર પણ સુરત શહેર તથા જીલ્લામાં થઇ, અને સ્વરાજ્યની સાથે સ્વદેશી તથા સત્યાગ્રહની વાતો ઘેર ઘેર થવા માંડી.

આજ સુધીના સુરતના રાજકીય જીવનનું ટુંક દિગ્દર્શન કરાવી, હવે હું આખા દેશને લગતા મહાન પ્રશ્નો તરફ આવીશ.

ચાલુ વર્ષમાં આખા જગતને ડોલાવી રહેલા મહાન વિગ્રહનો અંત આવ્યો, અને તેમાં આસુરી જર્મન બળનો પરાજય થયો, અને મિત્રરાજ્યો અને

બ્રિટિશ સરકારની વિજયવંતી સુલેહની સરતો સ્વીકારાઇ તેને માટે હર્ષ ગતાવવા મારી સાથે તમે બધા જોડાશો એવી આશા છે. પ્રભુ પાસે એવું માગશું કે આ મહાભારત લડાઈ ઇતિહાસમાં છેલ્લીજ ગણાય અને સુલેહ ચિરસ્થાયી રહે. વિગ્રહના વિજય માટે હિંદુસ્તાનની સરકારે તથા પ્રજાએ જે હિસ્સો આપ્યો છે, તેની કદર બ્રિટિશ રાજ્યનેતાઓએ વાણી દ્વારા કરી છે, અને આપણને આશા છે કે, ટુંક સમયમાં તેનો અમલ પણ થશે. કરોડો રૂપીયા આ ગરીબડા દેશે કાઢી આપ્યા, અને લાખો માણસોના લોહી રેડયાં તેની કદર ન્યાયી બ્રિટિશ પ્રજા કંઈક અંશે કરવા તત્પર થઇ છે એ સંતોષકારક છે.

સુલેહ પરિષદમાં હિંદુસ્થાનને સ્થાન મળ્યું, અને સ્વતંત્ર પ્રજાઓના સંઘમાં સ્વતંત્ર પ્રજાને છાજતું સ્થાન હિંદને આપવામાં આવ્યું, તેને માટે આપણે મગરૂર થઈશું, પરંતુ જે સંઘમાં આપણા પ્રતિનિધિ મોકલવાનો હક્ક સરકારે પોતે લીધો તેના કરતાં પ્રજાનિયુક્ત વડી ધારા સભાના સભાસદોને આપ્યો હોત, તો તે વધારે સંતોષકારક થઈ પડત. વૉશીંગટન ખાતે ભરાનારી આખી દુનિયાના મજુર વર્ગની પરિષદમાં હિંદુસ્તાનને વિસારી દેવામાં આવ્યું નહિ એ પણ સંતોષની વાત છે.

લાંબા વખતથી આશા રાખેલી સુધારાની યોજનાએ બીલનું વ્યવહારૂ રૂપ લીધું છે. અને પાર્લામેન્ટના બીજા વાંચનમાંથી તે સંયુક્ત કમિટિ આગળ ગયું છે. આપણા દેશના દરેક પ્રજાકીય પક્ષના પ્રતિનિધિઓએ આ કમિટિ આગળ આપણો અવાજ રજુ કરી જે સેવા બજાવી છે, તેની આપણે કદર કરીએ છીએ અને આપણે આશા રાખીશું કે, સંકુચિત હૃદય અને સાંકડા મનથી રજુ કરાયલા બીલમાં સંગીન આવકારદાયક સુધારા થશે. હિંદી સરકારમાં થોડું ઘણું જોખમદારી તત્વ આપણને મળે, વ્યાપારી રાજ્યનીતિની સ્વતંત્રતા મળે, ઘણે અંશે પ્રાંતિક સ્વરાજ્ય મળે, અને સ્ત્રીઓના મતાધિકારનો સ્વીકાર થાય, તો આપણા નેતાઓએ લીધેલો પરિશ્રમ સફળ થયેલો ગણીશું. હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુની પ્રમાણિક નિષ્ઠા અને આપણા દેશના વતની નાયબ પ્રધાન લૉર્ડ સિંહાની મહાન્ સેવા માટે તે મહાન નરોનું હિંદ ઋણી રહેશે, અને હિંદુસ્તાનના ઇતિહાસમાં મી. મોન્ટેગ્યુનું નામ સદાને માટે કીર્તિવંત રહેશે.

સુધારાનું બીલ હાલ જેવું છે તેવું રહે, તો પણ તેનાથી આપણાપર આવતી જોખમદારી માટે આપણે તૈયાર થઇ રહેવું જોઈએ અને મત આપનારાઓની સંખ્યા વધવાને લીધે ધારાસભામાં પ્રતિનિધિત્વ વધવાને લીધે, તેમજ કેટલીક જોખમદારી લોકનિયુક્ત સભાસદો ઉપર આવી પડનાર હોવને લીધે, શહેરોમાં તથા ગામડાઓમાં પ્રજામત કેળવવા પ્રયાસ ચાલુ કરવો પડશે, અને

હોમરૂલનો પોકાર કરનારાઓને તે હોમરૂલનો યત્કિંચિત્ મળતો ટુકડો પચાવવો પડશે. અને તે પાચન ક્રિયા બરાબર થાય તેને માટે યોગ્ય તૈયારીઓ આપણે કરવી પડશે. રાજકીય વિષયોનો વિદ્યાર્થી માફક અભ્યાસ કરવાની જરૂર હાલ આપણને લાગે છે, તેના કરતાં વિશેષ લાગશે, અને તેથી આપણામાંના યુવાન બંધુ તથા બહેનોને મારી નમ્ર વિનંતી છે કે, રાજકીય બાબતનો બારીક અભ્યાસ કરવા તરફ લક્ષ દોડાવવું.

લડાઇ દરમ્યાન હિંદે બતાવેલી વફાદારી તથા કરેલી સેવા પછી આપણે એમ માનતા હતા કે બ્રિટિશ અને હિંદી સરકાર, દ્રષ્ટિ કોણ બદલાવવાને લીધે આપણા તરફ વિશ્વાસની રાજ્યનીતિથી જોશે. તેને બદલે, રોલેટ કમીશનના એક પક્ષી લખાણને આધારે રોલેટ બીલ આપણી સરકારે વડી ધારાસભામાં દાખલ કર્યું. હજી લડાઇનો અંત આવ્યો ન હતો, અને કયારે આવશે એ સ્પષ્ટ સમજાતું ન હતું, અને રાજદ્વારી હીલચાલો તથા રાજદ્વારી ગુન્હાઓને ઝડપથી અંકુશમાં લાવવા સારૂ હિંદ સંરક્ષણના કાયદા Defence of India Act) રૂપી હથિયાર સરકારના હાથમાં હતું; લડાઇ પુરી થાય ત્યાર પછી છ મહિના સુધી તે હથિયાર તેમના હાથમાં રહેવાનું હતું છતાં પણ સપ્ટેમ્બર ૧૯૧૮માં એ બીલ લાવવામાં આવ્યું. અને હિંદમાં કદી નહિ બનેલા એવા એકે એક હિંદીઓના વિરૂદ્ધ મત છતાં તેને પસાર કરી દેવામાં આવ્યું, અને ધારાપોથીમાં કાયદારૂપે દાખલ કરી દેવામાં આવ્યું. ગુટીભર માણસોના અવિચારી કામને લીધે આખા હિંદપર અવિશ્વાસ લાવી, એકત્ર પ્રજામત અને લોક લાગણીનો આવો અનાદર કરી, હિંદુસ્તાનની સર્વ પ્રજાને એક મોટું કલંક લગાડી, વડી સરકારે જે કમનસીબ વલણ ગ્રહણ કરી તેને પરિણામે પ્રજાના હૃદયમાં આઘાત થયો, મન ખિન્ન થયાં, જીવ અશાંત થયા, અને આખા દેશમાં ખળભળાટ થઈ રહયો. મહાત્મા ગાંધીજીએ રોલેટ કાયદો રદ કરાવવા માટે કાયદાનો સવિનય અનાદર કરવા સત્યાગ્રહ જાહેર કર્યો, અને તે મહાન્ વ્યક્તિના સત્યાગ્રહના નિયમો ખિન્ન અને વ્યગ્ર થયેલી અશાંત પ્રજા સમજી શકી નહિ, અને આખા દેશમાં અને ખાસ કરી દિલ્હી અને પંજાબના જોહુકમી અમલદારો. ની કડકી રાજ્ય નીતિથી કકળી રહેલી પ્રજાએ સમતોલપણું ખોઈ દીધું, અને બખેડાઓ થવા પામ્યા. મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહને હિંદી સરકાર પણ સમજી શકી નહિ, અને તેમને દિલ્હી જતા અટકાવી કેદ કરી પાછા મુંબાઈ મોકલી આપવાના બનાવથી ગુજરાતની શાંત અને ડહાપણવાળી પ્રજાએ પણ પોતાની શાંતિ અને ડહાપણ ગુમાવ્યું, અને અમદાવાદ, વિરમગામ અને ખેડા જીલ્લામા પણ અનિષ્ટ પરિણામ આવ્યા. મુંબઈના ગવર્નર નામદાર સર જ્યોર્જ લોઇડ સાહેબે મુંબઇમાં સાવધાનપણું રાખી કામ લીધાથી મુંબઇમાં ભયં

કર ઉત્પાત થતો અટક્યો, અને સર માઇકલ ઓડવાયરની રાજ્યનીતિ તથા સર જ્યોર્જ લોઇડની રાજ્યનીતિ વચ્ચે—ઉચ્છૃંખલ રાજ્યનીતિ અને સાવધાની ભરી રાજ્યનીતિ વચ્ચે શો તફાવત છે, તેનો પ્રત્યક્ષ દાખલો પંજાબ અને મુંબઇ સરકારે પૂરો પાડ્યો. સુરત શહેરમાં પણ લોક લાગણી તીવ્ર હતી, પરંતુ અત્રેની સરકાર, પોલીસ અને પ્રજાવર્ગના નેતાઓના સાવધાની અને સમાધાની ભર્યાં પ્રયાસોને લીધે (તાળીઓ) શહેરનું ગૌરવ જળવાઇ રહ્યું, અને તેને માટે પોલીસ તેમજ બીજા અધિકારીઓને તથા પ્રજાના નાયકોને વાજબી અભિવંદન આપીશું. (તાળીઓ.)

બખેડા અને અશાંતિ દાબી દેવા સરકાર જે વાજબી પગલાં લે, તેમાં કોઇને પણ વાંધો હોઇ શકે નહિ, પરંતુ આવે પ્રસંગે હિંદુસ્તાનમાં વ્યાપાર ધંધા તથા નોકરી અર્થે આવી વસેલી પ્રજા હિંદુસ્તાનના લોકોની વિરૂદ્ધ ઘણીજ ઉશ્કેરાઇ જાય છે, અને તેમનાં પત્રો તથા બીજી તેમના તરફની મત જાહેર કરનારી સંસ્થાઓ માર્શલ લૉ and no damned nonsense ના પોકારો કરવા મંડી જાય છે. આ પોકારો ફક્ત એક તરફી હોઇ, પ્રજાને બીલકુલ કચડી નાંખવાના હથિઆર રૂપ થાય છે, અને સરકારને અવળે માર્ગે દોરે છે. આવે પ્રસંગે સરકારે સમતોલપણું જાળવી ઘણાજ વિચારવંત થવું જોઇએ. જ્યારે હિંદમાં ૧૮૫૭માં બળવાને દાબી દેવામાં આવ્યો, તે વખતે આવા બહુ પોકાર થયા હતા છતાં દીલસોજ વિલાયતની બ્રિટિશ સરકારે ગવર્નર જનરલ કેનીંગ સાહેબને (તાળીઓ) પ્રજાપર ઘણી મહેર રાખવા હુકમ કર્યો હતો, અને તે પ્રમાણે તેમણે કરવાથી ઍંગ્લોઇન્ડીયન પ્રજાએ તેમનું નામ Clemancy Canning (દયાળુ કેનીંગ) પાડયું હતું. આથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, ઉપલા અધિકારિઓનાં આંખ મિચામણાને લીધે કે ગુસ્સાને લીધે સ્થાનિક અધિકારીઓ સમતોલપણું ખોઇ દેવાથી સ્વચ્છંદી રીતે વર્તે છે. માર્શલલૉના અમલની વીગતો, માર્શલ લૉ કોર્ટોની અતિ સખ્ત સજાઓ, ત્યાંની પ્રજાની વિટંબણા તથા વિદ્યાર્થીઓ પરની આફતોના વિગતવાર બયાનો વાંચતાં કોની આંખમાંથી અશ્રુ આવ્યા વિના રહેશે? પંજાબના વિનીત લોકનાયક **લાલા હરકીશનલાલ** (જોશભેર તાળીઓ) આર્યસમાજવાળા **સુધારક રામભજદત્ત ચોધરી,** (જોશભેર તાળીઓ) ત્રિબ્યુનના અધિપતિ **કાલીનાથ રૉય** (જોશભેર તાળીઓ) અમૃતસરના વીર નરો ડૉ. **સત્યપાલ** (જોશભેર તાળીઓ) અને ! . **કીચલુ** (જોશભેર તાળીઓ) વિગેરે વિગેરે લોકોમાં પ્રીતિ અને પ્રતીતિ મેળવેલા લોક નાયકો પર થયેલી ભારેમાં ભારે સજાઓથી કોનું હૃદય પીગળ્યા વિના રહેશે ? **મહાત્મા ગાંધીજી** (જોશભેર તાળીઓ) **મી. એન્ડ્રુસ,** (જોશભેર તાળીઓ) નામદાર **મદનમોહન માલવીયા** (જોશભેર તાળીઓ) તથા નામદાર **મોતીલાલ નહેરૂ,** (જોશભેર તાળીઓ) એ

પંજાબના સિતમની કરૂણાજનક કહાણીઓ આપણને અવારનવાર જણાવી જે સેવા બજાવી છે, તે માટે આપણે તેમનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. જીવ સટોસટની લડાઇમાં પ્રાણ પાથરી અપૂર્વ સેવા બજાવનાર શુરવીર પંજાબની બહાદૂર પ્રજા ઉપર જે કેર વર્તાયો છે, તેથી પંજાબ તરફ આખા દેશની લોક લાગણી દયાર્દ્ર ભાવથી ઉશ્કેરાઇ છે અને તે શાંત કરવા માટે તથા રાજ્ય પરની ઓછી થતી નિષ્ઠા અવિચ્છિન્ન રહે તેને માટે, પંજાબના લોક નાયકોને છુટા કરવા અથવા પંજાબની પ્રજાને સંતોષ થાય તેવી રીતે ન્યાય આપવો. જ્યાં સુધી પંજાબના લોકનાયકો પંજાબની સખ્તાઇની રાજ્યનીતિના પારણામે જેલ વાસો ભોગવે છે, ત્યાંથી છુટા ન થાય ત્યાં સુધી આખો હિંદ ગમે તેવા સુધારા આપવામાં આવે તોપણ પોતાનો આનંદ પ્રદર્શિત કરશેજ નહિ. (સાંભળો સાંભળો) સખ્ત સજાઓથી આખા દેશમાં મચી રહેલા કોલાહલને લીધે, કે વિલાયત ગયેલા આપણા દેશનાયકોના મજબુત પોકારને લીધે, ગમે તે કારણને લીધે, સરકારે પંજાબના મામલા સંબંધી કમિટિથી તપાસ કરવાનું જણાવ્યું છે; પરંતુ તે રોયલ કમીશન ન હોવાથી તેમજ તેના સભાસદોની ચુંટણી સંતોષકારક ન હોવાથી પ્રજા તે નિમેલી કમિટિના નિર્ણયથી સંતોષ પામશે નહિ, અને તેથી પ્રજાનું મન દગ્ધ તથા અશાંત રહેશે.

અવિશ્વાસની રાજ્યનીતિને પરિણામે રોલેટ કાયદો ઘડાયો, અવિશ્વાસની રાજ્યનીતિને લીધે અસહ્ય સખ્તાઇના ઉપાયો લેવાયા; સખ્ત સજાઓ થઇ, પરંતુ એટલેથી બસ ન હોય તેમ લોર્ડ ચેમ્સફર્ડની સરકારે પોતાના અધિકારીઓને બચાવવા માટે પાપ વિમોચન Indemniy Bill (શરમ શરમ)નો ખરડો છેલ્લી ધારાસભામાં રજુ કર્યો, અને પંજાબ કમીશનની તપાસ શરૂ થતાં પહેલાં તે પસાર કરી દેવાની ઉતાવળ કરી. પંજાબના હૃદયભેદક બનાવો, રોલેટ એકટ, ઇન્ડેમ્નીટી બીલ તથા ગુજરાતના બખેડાઓ ઉપર આ પરિષદ વ્યાજબી ઠરાવ કરશે એવી આશા છે.

મુસલમાન ભાઇઓનો ખીલાફતનો સવાલ આખા દેશનો છે, માટે તે ઉપર ગંભીરપણે વિચાર કરી યોગ્ય ઠરાવ સરકાર સમક્ષ જણાવવાનો છે, કેમકે મુસલમાનભાઇઓની ધર્મની લાગણી દુઃખાવવાથી પ્રજામાં અશાંતિ વધશે, એવું સ્પષ્ટ રીતે આપણે સરકારને જણાવવું જોઇશે.

મહાન્ વિગ્રહ શરૂ થતાની સાથે બ્રિટિશ સરકાર તથા તેમની સાથે રહી લડનાર મિત્ર રાજ્યો તરફથી સ્પષ્ટ ઉદ્ગારો નિકળ્યા હતા કે નાની પ્રજાઓને જર્મની તરફથી કચડી નાંખવામાં આવનાર છે, તેની વિરૂદ્ધ આ લડાઇ કરવાની જરૂર છે, અને બેલજીયમ જેવા નાનકડા દેશની સ્વતંત્રતા પર જર્મન સરકારે ત્રાપ મારવાથી આપણી સરકારે લડાઇમાં ઝંપલાવ્યું. આથી હિંદને આશા આવી

હતી કે, એશિયાટિક પ્રજા તરીકે હલકી ગણી તેના ઉપર કેટલીક સખ્તાઇ વપરાય છે, તે કમી થશે; દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા તથા ફીજી, કેનેડા વિગેરે સંસ્થાનોમાં હિંદુસ્તાનના વતનનીઓને હલકા ગણી એક પ્રજા તરીકેના હકો આપવામાં આવતા નથી, અને તેમને પૂરેપૂરૂં રક્ષણ મળતું નથી તે વર્ણ ભેદ હિંદની પ્રજાએ આ લડાઇમાં લીધેલા ભાગ પછી તથા બ્રિટિશ રાજ્યનેતાઓના મોટા મોટા ઉદ્દગાર પછી દૂર થશે, અને આ અન્યાયના નિવારણનો સમય નજીક આવ્યો છે, એમ આપણને લાગ્યું હતું. પરંતુ થોડા વખત પરજ જાણવામાં આવ્યું છે કે, પૂર્વ આફ્રિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં પહેલાં કરતાં પણ હિંદ વિરૂદ્ધ વધારે સખ્ત કાયદાઓ કરવામાં આવ્યા છે. એ બતાવે છે કે, મનુષ્ય સ્વભાવ આ લડાઇને પરિણામે હજુ બદલાયો નથી, અને હિંદી પ્રજાનું હલકાપણું હજી તેમની આંખોમાં કાયમ છે. આપણે ખુલ્લે ખુલ્લી રીતે જણાવી દેવું કે, પૂર્વ જર્મન આફ્રિકા જે હાલ બ્રિટિશ સરકારના હાથમાં આવ્યું છે, તેમાં વસ્તી ગોરી પ્રજા જે વિશેષ હક માગે છે, અને એશિયાની પ્રજાને હલકી ગણી ત્યાંના મૂળ નિવાસીની બરોબર ગણવા માગે છે, તેમ ન થતાં સર્વ પ્રજાને સરખી રીતે ત્યાં રહેવાને છુટ મળે અને રંગ રૂપ તથા જાતિ ભેદ વગર સર્વને સમાન હક મળે. (તાળીઓ) આવો ઠરાવ કરવાની હું આ પરિષદ્‌ને સુચના કરૂં છું.

સોના અને રૂપાના સિક્કા બધા દેશમાં ચલણને સારૂ વાપરવામાં આવે છે, અને તે સિવાય નોટો વાપરવામાં આવે છે, પરંતુ નોટોનો પણ આધાર સરકારના ભંડારમાં રાખેલા સોના તથા રૂપા પરજ હોય છે. સોના અને રૂપાના સિક્કાની એકંદર કીમત દેશના વ્યાપાર તથા આપ લેની જરૂરના પ્રમાણમાં હોય છે, અને લડાઇ પહેલાં યુરોપના અને પાછળથી પૃથ્વી પરના બધા દેશોમાં તે આપલે લડાઇને લીધે ઘણીજ વધી, અને એને લીધે પહેલાં જેટલું સોનું અને રૂપું સિક્કાઓ સારૂં જોઈતું હતુ, તે કરતાં બેચાર ઘણું ખપવા માંડયું. અને જે રૂપુ એકવાર છ આને તોલો થવાની બીક હતી, તેનો ભાવ સવા રૂપીએ તોલા જેટલો ચયો. તેજ પ્રમાણે સોનાના ભાવ પણ વધ્યા. બ્રિટિશ સરકારે આથી વ્યાપાર તથા ઇતર કારણોને માટે આવતા સોનાની આયાત બંધ કરવામાં પ્રતિબંધ મુકયો. આથી કરીને હિંદના લોકોને સોનાની અછત થવાથી હિંદુસ્તાનમાં એક તોલા સોનાની કીંમત રૂા. ૩૦-૩૨ સુધી થઇ, અગર જો તેની ખરી કીમત રૂા. ૧૬) સોળજ હતી, અને તેથી હિંદુસ્તાનના લોકોને જે સોનું જોઇએ તેને સારૂ બમણા પૈસા આપવા પડયા. હમણાં સરકારે કૃપા કરી પોતે સોનું વેચવા માંડયું છે, પરંતુ તે પણ ખરી કીંમત કરતાં દોઢી કીંમતે વેચાય છે, અને એવી રીતે હિંદુસ્તાનની પ્રજાને નકામા વધારે પૈસા આપવા પડે છે.

સરકારને આમ કરવાનું કારણ એમ દેખાય છે કે, સને ૧૮૯૩ના કાયદાથી એક સોવરીનની કીમત રૂા. ૧૫) પંદર નિયત થઈ છે, અને કાયદાની રીતે તેટલા રૂપીઆ આપવાને સરકાર બંધાય છે, પરંતુ હાલ રૂપું મોઘું થઈ જવાથી તેની કીંમત ફક્ત રૂા. ૧૦) દશજ થઇ છે. અને તેથી સોવરીન હિંદુસ્તાનમાં છુટથી આપવા ના પાડે છે. માટે ૧૮૯૩નો કાયદો સુધારી એક સોવરીનની કીંમત જે તેમાં રૂા. ૧૫ પંદર ગણાય છે તેને બદલે રૂા. ૧૦) દશની કીંમત ઠરાવવાનો સુધારો સરકાર કરે, તોજ સોના અને રૂપાના સિક્કા સરખી રીતે દેશમાં છુટથી વાપરી શકાય અને હાલ સરકારને રૂપાના રૂપીઆ કરવાની જે અડચણ પડે છે, તે દુર થાય અને લોકોને પણ સોનાના સિક્કા જોઈએ તેટલા મળવાથી, વ્યાપાર રોજગારમાં કાંઈ પણ હરકત રહે નહિ. વિલાયતમાં રૂપાના સિક્કા ફક્ત શીલીંગ વગેરે સારૂ વાપરવામાં આવે છે, અને મોટી રકમ આપવામા તેનો ઉપયોગ થતાં નથી; તેમ ન થતાં હિંદુસ્તાનમાં રૂપીઆ ગમે તેટલી કીંમતની રકમ હોય તોપણ આપવાનો હક રહેવા દેવો. હિંદી સરકારી ખજાનામા પણ નોટોને બદલે સોનું તથા રૂપું બન્ને શાખવું જોઈએ. કદાચ એક વર્ષના ખર્ચ પુરતું હિંદુસ્તાનની માલકીનું ૨૫ મીલીયન પાઉંડ સુધી વિલાયતમાં સોનું રહે તો કાંઇ અડચણ થશે નહિ, પરંતુ હાલ આશરે આપણું ૧૦૦ મીલીયન પાઉંડનુ સોનું ત્યાં પડેલુ છે અને તેનો ઉપયોગ આપણા વ્યાપારીઓ કરી શકતા નથી, તેમ થવું જોઇએ નહિ. આ બાબતનો યોગ્ય ઠરાવ કરવા આ પરિષદને મારી ખાસ ભલામણ છે

એ વાત જગવિદિત છે કે, હિંદુસ્તાનનો રાજ્યકારભાર વિલાયતના કોઈપણ દેશ કરતા ખર્ચાળ છે અને ઉપરી નોકરોનો પગાર કોઇ પણ યુરોપના દેશ કરતાં ઘણો વધારે છે. હિંદુસ્તાનના લોકોની વર્ષની કમાણી યુનાઇટેડ સ્ટેટસ કરતા સુમારે ૧/૨૦ એક વીશાંશ જેટલી છે, છતાં અહીના મોટા અધિકારીઓના પગારો અમેરિકાના મોટા અધિકારીઓ કરતાં ઘણા વધારે છે. આવા ગરીબડા દેશને માટે આટલા આટલા મોટા પગારના હોદ્દેદારો ન હોવા જોઇએ. ૧૮૫૪મા સર ચાર્લ્સ વુડના વખતથી નિયત થયું છે કે, ફક્ત બ્રિટિશ સાથેનો સંબંધ કાયમ રહે તે સારૂ લશ્કરમાં તથા સનંદી નોકરીમાં અમુક પ્રમાણમાં અંગ્રેજ લોકો હોવા જોઇએ, આ સિવાય બાકીના સર્વ હિંદુસ્તાનના વતની હોવા જોઇએ, અને તેણે યોગ્ય શિક્ષણ આપી હિંદી અમલદારો તૈયાર કરવા વિનંતી કરી હતી . અહીંઆ કહેવુ જોઇએ કે, અત્રેની યુનિવર્સિટિમાં, તૈયાર થયેલા એલ૦ એલ૦ બી.(LL. B.) વિલાયતના એક બેરીસ્ટરનું કામ શિખેલા કરતાં ઓછુ જ્ઞાન ધરાવતા નથી; હિંદુસ્તાનમાં ઇજનેરી કોલેજમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓનું જ્ઞાન કુપર્સ હીલ કોલેજના વિદ્યાર્થી કરતા ઓછું નથી. વૈદકમાં જુઓ તો અત્રેની કોલેજમા શિખેલા વિદ્યાર્થીઓ વિલાયતમા જઇ થોડા વખતમાં L. R. C. P. (એલ. આર. સી. પી.)

વિગેરે પરીક્ષા સ્હેલાઈથી પસાર કરી શકે છે, અને તે પરીક્ષામાં ઉચ્ચ પદવી મેળવે છે, એ બધું બતાવે છે કે, હિંદુસ્તાનમાં જે હજારો વિદ્યાર્થીઓ હાલ ભણીને તૈયાર થાય છે, તેઓમાંથી સરકારને જોઈએ તેવા અધિકારીઓ પસંદ કરવાને કાંઈપણ મુશ્કેલી પડશે નહિ. ઉપર કહેલા ખાતા સિવાય દરેક ખાતામાં સરકારને જે માણસો જોઈએ તે સારૂ હરિફાઇની પરીક્ષા દરેક ખાતા માટે લેવી, અને તે પણ હિંદુસ્થાનમાંજ અને કોઇ પણ ખાતામાં હિંદુસ્થાનનો રહેવાશી છે, એથી કરીને એને બેસવાનો હકક નથી એ સરત બીલકુલ હોવી જોઇએ નહિ. જો એમ કરી સર્વ ખાતાઓમાં હિંદુસ્થાનના અધિકારીઓથીજ કામ ચલાવવામાં આવે, તો હાલ જે પગાર ઈમ્પીરીયલ Imperial શાખા કરીને ઠરાવવામાં આવ્યા છે, તે પગારોની ઘણે ભાગે જરૂર રહેતી નથી. એમ કરવાથી હિંદુસ્થાનના લોકોનો જન્મ હક્ક પોતાના દેશની સેવા કરવી, તે પણ તેઓને મળશે અને સરકારને ખર્ચ પણ ઓછો થશે.

હિંદુસ્થાનમાં ઉદ્યોગની ઉન્નતિ કરવા સારૂં જે નવું ખાતું સરકાર કહાડવા માંગે છે, તેમાં જે અધિકારીઓ જોઇએ તે સર્વ ઉપરની પદ્ધતિથી નિમાય તોજ હિંદુસ્થાનના ઉદ્યોગની ખરી ઉન્નતિ થશે, અને જો ઈમ્પીરીયલ શાખા ઈંડસ્ટ્રીયલ કમીશન રીપોર્ટમાં કહાડવાનું કહ્યું છે તે પ્રમાણે નામ આપી વિલાયતમાં તેની પરીક્ષા લેવામાં આવે, તો સેક્રેટરી ઓફ સ્ટેટના મનસ્વીપણે નીમવાનું થશે, અને આ ગરીબ દેશના ઉદ્યોગમાં સુધારો થવાને બદલે હાલ જે ઉદ્યોગ છે તે પણ નાશ પામવાનો ડર ઉભો થશે. કારણ કે ઉદ્યોગ પરિવર્તનમાં અને વ્યાપારની ખીલવણીમાં એકલા વિલાયતી સાંચા કામ આંખ મીંચીને દાખલ કરી ઉદ્યોગ વધારવાનો નથી. પરંતુ સાથે સાથે ગામડાઓમાં વસનારો ખેડુત તથા મજુર વર્ગ અવકાશને વખતે સહેલાઇથી કરી શકે, એવા નાના ઉદ્યોગો જાપાનની માફક આ દેશમાં દાખલ કરવાના મહત્વના સવાલ તરફ વિચાર કરવાનો છે.

ગ્રામ્ય પંચાયતોની ખીલવણી માટે, લોકલબોર્ડો, મ્યુનિસિપાલીટીમાં સરનિયુક્ત સભાસદો કમી કરી સંપુર્ણ રીતે પ્રજા પ્રતિનિધિત્વ આપવા માટે; તથા તે સંસ્થાઓમાં કેળવણી મફત તથા ફરજીયાત કરવા માટે, આ પારષદે માંગણી કરવી જોઈશે. રેલ્વેમાં પડતી હિંદિ ઉતારૂઓની હાડમારી સંબંધી પણ આપણે પુનઃ ઠરાવ કરવાનો છે. કંટ્રોલની વિચિત્ર રાજયનીતિ વિરૂદ્ધ, વ્યાપારની સંકુચિત રાજયનીતિ તરફ, વિચારો ચલાવી ઘટતા ઠરાવો આ પરીષદને કરવા વિનંતિ છે. અવારનવાર આવતા દારૂણ દુકાળોના કારણો ઉપર, ચાલુ રહેલી અસહ્ય મોંઘવારી ઉપર, ખેડુત વર્ગની તથા કારીગર વર્ગની ચાલુ અગવડો ઉપર પણ આ પરિષદે યોગ્ય ઠરાવ કરવા જોઇશે. ગૌચર અને નહેરના સવાલો, અને તગાવીના સવાલો, તમારી આગળ યોગ્ય ઠરાવો માટે આવશે.

શારીરિક અને માનસિક ખીલવણી માટે, શુષ્ક કેળવણી સાથે અખાડા તથા પુસ્તકાલયો ગામેગામ કાઢવા સરકારને વિનતી કરવા માટે ઠરાવ આવે (તાળીઓ) તો તે બીન જરૂરનો નહિ ગણાય. ખેતીવાડીના જ્ઞાનને માટે તથા હુન્નર ઉદ્યોગની ખીલવણી માટે વ્યવહારૂં જ્ઞાન આપનારી શાળાઓ ખોલવા માટે ગુજરાતનો જનમત શો છે, તે જણાવવો અગત્યનો છે. આપણા ઇલાકાની ધારાસભામાં પશ્ચિમકોષના દરિયાઇ કીનારા પરના શહેરોની ખીલવણી માટેના ના. પરાંજપેના (તાળીઓ) ઠરાવનો સરકારે સ્વીકાર કર્યો છે, તેને અમલમાં મુકવા ગુજરાતનાં સુરત તથા ભરૂચ બંદર ખીલવવાનો ઠરાવ ઘણો અગત્યનો છે. સુરત મ્યુનિસિપાલિટિએ કરભરનારા દરેકને ચુંટણીનો હક આપી પ્રજા પ્રતિનિધિત્વ વધાર્યું તેને માટે, તથા આખા દેશની મ્યુનિસિપાલિટિયોમાંથી પોતે પોતાની શાળાઓમાં કેળવણી મફત અને ફરજીઆત કરવા માટે પ્રથમ પગલું લીધું, તેને માટે મુબારકબાદી આપી આનું અનુકરણ કરવા, બીજી મ્યુસિપાલિટિયોને જણાવવાનો ઠરાવ કરવાની જરૂર છે (તાળીઓ) અમદાવાદ તથા સુરત મ્યુનિસિપલાટમાંથી કમીશનરનો ઓદ્દો કાઢી નાંખી, ચીફ ઓફીસરની નિમણુક સરકારે કરી તેને માટે સંતોષ બતાવનારો ઠરાવ હમારા શહેરની લોક લાગણીને અનુકુળ થઇ પડશે. સહકાર્યના સિદ્ધાંતો પ્રજામાં પ્રસરે અને સહાયકારી મંડળો ગામેગામ સ્થપાય તેને આવકાર દાયક ગણનારા ઠરાવ ઉપર પણ આપણે વિચાર કરવો પડશે. છેવટે મહાત્મા ગાંધીજીએ (તાળીઓ) ઉપાડેલી સ્વદેશી હિલચાલને ટેકો આપનારો ઠરાવ પસાર કરતી વખતે, હમણા નવી જન્મતી હુન્નર ઉદ્યોગની કંપનીઓ, મીલો, તથા બેન્કોમાં અણુવિચારે નાણાં રોકવામાં સમાયલા જોખમ તરફ પ્રજા સમક્ષનું ધ્યાન ખેંચવું ખાસ જરૂરનું છે. (તાળીઓ)

સુરત, ગુજરાત તથા આખા દેશના મુખ્ય સવાલો ઉપર આપનું લક્ષ ખેંચી મારૂં ભાષણ સમાપ્ત કરૂં, તે પહેલાં સન્માન કારિણી સભા તરફથી તમામ સન્નારીઓ તથા સદગૃહસ્થોનું ખરા અંતઃકરણપુર્વક સ્વાગત કરી, પરિષદનું કામ ફતેહમંદ ઉતારવા, ઠેકઠેકાણેથી ભેગા મળી હમારા મહેમાન થઈ પધાર્યા છો તેને માટે આભાર માની, હમારી ન્યૂનતા તથા દોષોને હૃદય ઔદાર્યથી માફ કરવા વિનંતી કરી આ પરીષદના પ્રમુખની ચુંટણીનું કામ શરૂ કરવાનું સુચવી, હું મારૂં ભાષણ સમાપ્ત કરૂ છું. (તાળીઓ)



# પ્રમુખની ચુંટણી.

સ્વાગત સભાના પ્રમુખનું ભાષણ સમાપ્ત થયા પછી, સ્વાગત સભાના એક ઉપ પ્રમુખ મી૦ બેજનજી માણેકજી જંબુસરીઆએ પ્રમુખ પદ વિષે દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું કેઃ—

પ્રમુખ પદને માટે જે નામ રજુ કરવામાં આવે છે તે ખરેખર લોકપ્રિય છે, જીલ્લાઓમાં પણ મશહુર છે, અને મને ખાત્રી છે કે, તમો આ દરખાસ્તને આવકાર આપશો, અને તે પદ માટે ના. પારેખ સાહેબનું નામ હું તમારી આગળ રજુ કરું છું. પારેખ સાહેબે ઘણા વર્ષ થયાં દરેક હીલચાલમાં ભાગ લીધો છે. તેઓ રાજદ્વારી, સંસાર સુધારાની બાબતો તથા કેળવણી, ઉદ્યોગની બાબતોમાં આગળ પડતો ભાગ લે છે. આ પરિષદ ગુજરાતની છે. ગુજરાતના ખેડુતોની છે. હું સહરાગત વિના કહિશ કે, ગુજરાતના ખેડુતોની ફર્યાદોની દાદ માગવાને માટે ના. પારેખે ઘણું કામ કરેલું છે. સને ૧૯૦૦ ની સાલમાં ભરુચ અને સુરતમાં ચકચાર કરી, ખેડુતોની સ્થિતિની તપાસ કરી મેહેસુલ વસુલ કરવા પેપરોમાં ફર્યાદ કરી તે મી૦ ગોકુલદાસેજ. આના સબંધમાં મી૦ માનસિંહે તપાસ કીધી અને ગેરરિતિ વાપરી. અને ના. ગવર્નરે ચેલેંજ કીધી કે તમારી ફર્યાદોના પૂરાવા રજુ કરો. તે વખતે ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટ હતા. મી૦ ગોકુલદાસે એ ચેલેંજ ઉંચકી લીધી, બધા દાખલા મેળવ્યા, તેમાં વખતનો ભોગ આપ્યો, પૈસાનો ભોગ આપ્યો, ખુબ મહેનત કરી, અને મોટું લખાણ કરીને સરકારને મોકલી આપ્યું. સરકાર તરફથી તપાસ કરવાને કમીશનર મી૦ ઇ૦ **મેકોનીકી** ને નિમવામાં આવ્યા, ત્યાં પણ મી૦ ગોકુલદાસ સાક્ષીઓ અને પુરાવા એકઠા કરવામાં ગુંથાયલા રહયા. ખેડુતોની સ્થિતિ વિષે તેમણે આપેલા દાખલાથી કોને દીલમાં દુઃખ લાગ્યા વિના રહેશે ? કેટલાક ખેડુતોને ઘરમાંથી બહાર કાઢી મુકવામાં આવ્યા હતા, તેમનાં વાસણ કુસણ કપડાંલત્તા તથા ખેતીનાં ઓજારો વગેરે જપ્ત કરવામાં આવ્યા હતાં એટલુંજ નહિં પરંતુ લાત, મુક્કી, ચાબક વગેરે મારવામાં આવ્યાં હતાં. ખેડુતોને અંગુઠા પકડાવવામાં આવ્યા હતા (શરમ, શરમ.) વૃદ્ધ પુરુષો જાણતા હશે, કે મહેતાજી છોકરાઓને અંગુઠા પકડાવતા હતા અને મને પણ તે અનુભવ છે (હસાહસ,) અને નાના અમલદારોએ તેમાં સુધારો કરી પીઠ પર ઘંટીનાં પડીયાં મુકાવ્યાં. (શરમ, શરમ.) મી૦ મેકોનિકીએ રીપોર્ટ કર્યો. સરકારની વાત એ છે કે, પ્રેસ્ટીજ રાખવી જોઇએ, એટલે રીપોર્ટ બહાર પડયો નહિ. (શરમ.) મી૦ મેકોનીકીએ ખેડુતોની ફર્યાદને ટેકો આપ્યો, અને તેથી સરકાર મુંગી રહી ગઈ. મી૦ ગોકુલદાસે ખેડુતો

ને માટે ધારાસભામાં વખતો વખત ઘણી બાબતોની ફર્યાદો ઉઠાવેલી છે. તેને માટે મહેનત લેવી પડે, પૈસાનો ભોગ આપવો પડે વગેરે.

આવી રીતે તેમણે ગુજરાતની સેવા કરી છે; અને એવા નરને પ્રમુખપદ આપવામાં આપણને શોભા છે. આપણે સ્વરાજ્ય માંગીએ છીએ. તમે સ્વરાજ્ય માગો છો ? ( હા, હા !) નાના અમલદારોએ ખેડુતો પાસેથી જુલમ કરી મહેસુલ લઇને સ્વરાજ્યનો ઉપયોગ કર્યો. ( હસાહસ.) હવે સ્વરાજ્ય મલ્યા વિના રહેશે નહિ. આપણા નામાંકિત દીલસોજ અંગ્રેજોનો પણ અભિપ્રાય છે કે, સ્વરાજ્ય મળશે. તે કયારે મળશે ? તે સવાલ છે. એ દિવસ મી૦ ગોકુલદાસ જેવા વૃદ્ધ પુરૂષો અને તેમના ગોઠયાઓ જોવાને ભાગ્યશાળી થશે કે નહિ ? તમને જુવાનીયાઓને તો ખાત્રી છે કે, તમે તે દિવસ જોશો, પણ અમારા જેવા વૃદ્ધોનું કેમ ? તમો બધા અંતઃકરણ પૂર્વક ઇચ્છશો કે, અમારા વખતમાંજ સ્વરાજ્ય આવે. (તાળીઓ.) બાઇબલમાં કિંગ ડેવિડે જીંદગીની ૭૦ વર્ષની હદ મુકી છે. અમે તે હદ કુદાવી ગયા છીએ. અમો તમારી દુવાથી હજુ આગળ ચાલી તે દિવસ ( સ્વરાજ્ય પ્રાપ્તિનો ) જોવા ભાગ્યશાળી થઇ શું. સુરત વિષે એટલું કહેવાનું છે કે, સુરતના વતનીઓએ મગરૂર થવા જેવું છે. સુરતમાં હું ચાલીશ વર્ષ થયાં વકીલાતનો ધંધો ચલાવું છું. સુરત વિષે એ કહેવાનું છે, કે તે હિંદમાં ના અંગ્રેજી રાજ્યની જન્મભુમિ-પારણું-(cradle) છે. માટે પારણામાંથી જે અવાજ થાય તે તરફ ખાસ ધ્યાન અપાવું જોઇએ અને નહિકે એક બેદરકાર માબાપની માફક. તો આપણે ઇચ્છીશું કે, આ સુરત શહેરમાંથી જે અવાજ જાય તે ઉપર સરકાર માબાપ તરફથી ઘટતું લક્ષ આપવામાં આવશે. આવા કામને માટે મી. ગોકુલદાસથી વધારે લાયક ગૃહસ્થને તમે જોશો નહિ. મી. ગોકુલદાસનો સુરત સાથે સંબંધ છે. તેઓ વારંવાર સુરત આવતા. તેઓ વખતનો. પૈસાનો ભોગ આપે છે અને દેશની સેવા કરવાને તત્પર રહે છે. એવા ગૃહસ્થ પ્રમુખ સ્થાને બિરાજે તે તદન યોગ્ય છે. મી. ગોકુલદાસે દેશની સેવા, ખાસ કરીને ગુજરાતની સેવા કરી છે, એને તેમનો સુરત સાથેનો સંબંધ જોતાં તેમજ તેઓ ધારાના હીમાયતી છે, માટે તમો તેમને જરૂર ચુંટી કાઢશો. ( તાળીઓ. )

આ દરખાસ્તને અનુમોદન આપતાં અમદાવાદવાળા શ્રીયુત મગનભાઇ ચતુરભાઇ પટેલ બારીસ્ટર એંટલોએ કહ્યું.:—

આપ સર્વની, પરિષદ્‌નિ, પસંદગીને અનુમોદન આપવાને હું ઉભો થયો છું. મને ખાત્રી છે કે, તમે તેને વધાવી લેશો, મ. ગાંધીજી (તાળીઓ) એ

ઓ. મી. પારેખની પસંદગીને એવી દષ્ટિએ વધાવી છે કે, વૃદ્ધ દેશસેવકની ચુંટણી માટે આખા ગુજરાતને આનંદ થવોજ જોઇએ. તેમનો સમય આપણા કરતાં જુદો હતો. તે આપણી પહેલાં તૈયાર થયા હતા, અને તેમના સમયમાં સરકારની સામે એક અક્ષર પણ બોલવો વસમો લાગતો હતો. ઓલપાડ અને હાંસોટમાં જ્યારે મહેસુલી કમીશનનું કામ ચાલતું હતું, તપાસ ચાલતી હતી ત્યારે તેમની પાછળ ડીટેકટીવો ફરતા હતા, અને લોકો રહેવાને ઘર પણ આપતા નહતા અને તાળાં દઇને ચાલી જતા હતા. (શરમ !) તે વખતનો પ્રસંગ અત્યારે સંભારવાની જરૂર છે, અને તે પ્રયત્નો કરનાર વ્યકિત ખરેખર માનનીય અને યોગ્ય છે. એમની સેવા હું શી રીતે કહી શકુ ?–એમની સેવાનું વર્ણન કરવું એ ન્યુકેસલમાં કોલ (લુહારવાડે સોય વેચવા) લઈ જવા જેવું છે. લેન્ડ રેવન્યુ બીલ વખતે સરકાર અને પ્રજા વચ્ચે કટાકટીનો મામલો થયો હતો, તે વખતે માનનીય ગોકલદાસ સર સરફીરોઝશાહની સાથે ઉઠી જઈ કાઉન્સીલ હોલ છોડી ગયા હતા, અને એ રીતે પોતાનો વિરોધ બતાવી આપ્યો ઓનરેબલ પારેખ જ્યારે જ્યારે અવસર મળયો હશે ત્યારે ત્યારે દેશેની સેવા કરવામાં ચુકયા નથી, અને ધારા સભામાં ૩૦ વર્ષ દરમ્યાન તેમણે કોઇપણ વખત દેશને ફસાવ્યો નથી, અને હંમેશ પ્રજાના પક્ષમાં મત આપ્યો છે. (તાળીઓ.)

દરખાસ્તને વિશેષ અનુમોદન આપતાં રા. અલીભાઇ હમદાનીએ જણાવ્યું. કેઃ–

પ્રમુખની ચુંટણી માટે જે દરખાસ્ત આપની આગળ મુકવામાં આવી છે, અને તેને ટેકો આપવામાં આવ્યો છે, તે વિષે હું બોલવા ઉભો થયો છું. જે નામ જગપ્રસિદ્ધ છે, સુર્યની મીસાલ છે, ઝળકતું, છે તેને આડો પડદો થઈ શકે નહિ, અને મારી આગળ જેઓ બોલી ગયા છે, તેમણે મારે માટે કાંઇ રાખ્યું નથી. આપણને કહેવામાં આવ્યું છે કે, વકીલાતના ધંધાવાળાઓ આગળ પડતો ભાગ લે છે, પણ તેનું કારણ શું! કાયદા કાનુનો કોણ જાણે! એ લોકોની ફરજ છે, વાજબી છે કે તેમણે પ્રજાને કાયદા અને હકકો સમજાવવા જોઈએ. (સાંભળો સાંભળો) તેઓ તેમ કરવાને બંધાયલા છે, બીજા બંધાયલા નથી. બીજો બ્રાહ્મણ વર્ગ છે તેણે પણ એવી રીતે બોધ આપવો જોઇએ સરકારની રાજયનીતી સમજનાર એ બેજ વર્ગો છે. અમારી રૈયત કેવી રીતે વધે છે? દીલ્હીની જુમા મસજીદમાં પાદરીઓએ દશ વર્ષ સુધી નીમાજ પઢી, ફોટા લીધા વગેરે તેથીજ આ રાજ કીય કામ કરવામાં તમે એહેસાન નથી કરતા. અમારા ઓનરેબલ પારેખે જે

કામો કરેલાં છે, તે જગપ્રસિદ્ધ છે ને પ્રથમ જાગ્રત કરનાર ઓનરેબલ મી. પારેખ છે, અને જે ધણીએ વહાણને દરિયામાં ઉતાર્યું હોય, તેને પાર ઉતારવાની તે ધણીની ફરજ છે તેથી આવી વૃદ્ધાવસ્થામાં પણ તે બહાર આવ્યા છે, કેમકે કટાકટીનો મામલો છે. આપણે સ્વરાજ્ય માગીએ છીએ, આપણને સ્વરાજય મળવાનું છે, પણ તે સ્વરાજ્ય મળે તેમાં આપણે ઠગાવા ન જોઇએ. એ જોવાની ફરજ તેમને માથે આવી પડીછે અમને દુનિયાનો ઝાઝો ખ્યાલ નથી પણ એટલું જાણીએ છીએ કે, મી. પારેખ ધારાસભા આદિમાં જાહેર છે. તેથી આ દરખાસ્તને એકદમ તાળીઓના અવાજથી વધાવી લેશો ( તાલીઓ )

ર્ાં. **મનસુખલાલ આત્મારામ માસ્તર** મુંબાઇવાળાએ પ્રસ્તુત દરખાસ્તને વિશેષ અનુમોદન આપતાં કહ્યું,

આ દરખાસ્તઃ—મી. બેજનજીએ એવી અસરકારક રીતે મુકી છે, અને માનનીય ગોકુલદાસની સેવાની કદર એવી સુંદર રીતે કરી છે કે, મારે ભાગ્યેજ કાંઇ ઉમેરવાનું રહે છે. માનનીય પારેખ વૃધ્ધા વસ્થાએ પહોંચ્યા છતાં એક યુવકને શોભે એવા ઉત્સાહથી પ્રજાની લડત લડે છે તે ગુજરાતનું અહો ભાગ્ય છે ! હમણાં Indemnity Act. ( પાપ વિમોચન કાયદો—માફી આપવાનો કાયદો ) ધારા સભામાં પસાર કરવામાં આવ્યો તેની સામે સખ્ત નાપસંદગી બતાવવાને માટે મુંબાઇમાં સભા ભરવામાં આવી હતી, તે સભાનું પ્રમુખપદ માનનીય પારેખનેજ આપવામાં આવ્યું હતું એક ભાઇએ એમ પુછયું છે કે, આપણને સ્વરાજ્ય મળશે ત્યારે તે હશે કે નહિ ? આપણે આશા રાખીશું કે, સાચું સ્વરાજ્ય આપણને મળશે અને આપણે તેનો ઉત્સવ ઉજવીશું ત્યારે તેઓ આપણી સાથે સામેલ થશે અને તેટલું દીર્ઘાયુષ્ય તેમને મળશે ( તાળીઓ ).

આ દરખાસ્તને સ્ત્રી વર્ગ તરફથી સંમતિ આપતાં ગંગાસ્વરૂપ ગંગાબ્હેને સભાને ઉદ્દેશીને કહ્યું,

ઘણા ભાઈઓએ આ દરખાસ્તને અનુમોદન તથા ટેકો આપ્યાં છે. મારે તો એક સ્ત્રી તરીકે તેને અનુમોદન આપવાનું છે, વિશેષ નહિ. આ પરિષદના સંબંધમાં મને એટલી સમજ પડે છે કે, તે સુભાગ્યવતી છે. મુરબ્બી ગોકલદાસને માટે શું કહું ? એ ૫૦ વર્ષના સુધારક છે. ખેડુતના પિતા તરીકે તેમણે નામ મેળવ્યુ છે. અગાડીના વૃધ્ધોએ મહેનત કરી રસોઇ કરી છે; તે હવે આપણે જમવાની છે. એમણે આપણા આત્મામ જે ચૈતન્ય આણ્યું છે, તેને માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. આટલી વૃધ્ધાવસ્થામાં વાનપ્રસ્થ થવાને

બદલે—સન્યરત લેવાને બદલે તે આટલી બધી સેવા કરે છે. જો જુવાનીઆઓ એવી સેવા બજાવશે તો આપણા દેશની જલદી ઉન્નતિ થશે તેઓ આ પાર-ષદને અન્નપ્રાશન કરાવશે, અને તે પ્રમાણે વધારે મોટા થતાં ચૌળકર્મ કરા-વશે અને વિવાહ કરાવશે અને તેનાં ફળ આપણે જલદી ચાખશું, એમાં દીલ-ગીર કોણ હોય ? ( તાળીઓ )

આટલા વિવેચન પછી દરખાસ્તને તાળીઓના ગડગડાટ વચ્ચે સર્વાનુમતે પસાર થયેલી જાહેર કરવામાં આવી હતી, અને હર્ષનાદ વચ્ચે પ્રમુખ પોતાના સભાપતિ તરીકેના નિર્મિત આસન પર વિરાજ્યા હતા.

**ઓનરેબલ મી૦ ગોકળદાસ કાનદાસ પારેખ** પોતાના પ્રમુખ તરીકેના છા-પેલા ભાષણના વાચનની પુર્વે કેટલાક ઉદગારો નીચે પ્રમાણે કાઢયા હતાઃ—

મારે માટે આપની આગળ મારા મિત્ર મી૦ બેજનજી, મી૦ મગનભાઇ અને બીજા ગૃહસ્થોએ અને ગંગાબ્હેને જે વિવેચન કર્યું તે સુણને માટે હું લાયક છું કે નહિ, તે તો હું પોતેજ કહી શકું. ઇન્સાફ મારે આપવાનો હોય ત્યાં મારાથી વિશેષ કાંઇ કહેવાય નહિં, પણ હું એટલું કહિ શકું કે, એ સઘળું આપનો મારા પર જે અગાધ પ્રેમ છે તેને આભારી છે. આ પદ મને મળ્યું, તેમાં મને પોતાને માનવાળો હું પણ સમજું છું અને તેમાંજ હું મારૂં મોટું નશીબ સમજું છું. આ સ્થાન લેવાને મને જે જે દબાણ કર્યાં તેમજ આ દરખાસ્ત મંજુર રાખી તેને માટે હું અત્યંત આભારી છું. મારા મિત્ર મી૦ બેજનજીના જણાવવા પ્રમાણે આ શહેર સાથે જુના વખતનો મારો સબંધ છે. હું આ શહેરમાં સરકારી નોકરીમાં, આ શહેરની હાઇસ્કુલમાં હતો. વળી આ શહેરમાં મારા ઉત્તમ મિત્રો હતા અને છે, અને આ શહેર માટે મને અંતઃકરણની પ્રીતિ છે. અને મને આ પ્રમુખ પદને માટે પૂછવામાં આવ્યું કે તેનો તરતજ સ્વીકાર કર્યો. મારો અવાજ મોટો નથી, તેમજ લાંબા વખત સુધી ભાષણ આપવું તે મારી શકિત નથી તેથી આપ પરવાનગી આપશો તો તે વાંચી સંભળાવવામાં આવશે.

એ પછીથી પરિષદ પર આવેલા અભિનંદન પત્રોની હકીકત રજુ કરવામાં આવી હતી. **ઓ. રા. સા. હરિલાલ દેશાઇ, રા૦ શંકરલાલ પારેખ, મી. અબાસ તૈયબજી, જે, બી પીટીટ મી વી. પી. વૈદ બારીસ્ટર ઍટ લૉ ઓનરેબલ મી, લલ્લુભાઈ શામળદાસ** તથા અન્ય ગ્રહસ્થોના પત્રો વાંચવામાં આવ્યા હતા.

આ પછી પ્રમુખ સાહેબે પોતાનું છાપેલું ભાષણ વાંચ્યું હતું:—

**ભગિની તથા પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ તથા સદગૃહસ્થો,**

આ પરિષદનું પ્રમુખપદ એ હું ઘણો માન ભરેલો હોદ્દો માનું છું. અને એ પ્રમુખપદ મને આપવા આપે જે મહેરબાની કરી તે માટે હું આપનો મોટો ઉપકાર માનું છું.

૨. આપના પુરાણા શહેર સાથે મારો લાંબી મુદતનો ગાઢો સંબંધ છે. મારૂં વ્યવહારિક જીવન મેં આ શહેરમાં શરૂં કર્યું. મેં મારા વકીલાતના ધંધા સંબંધમાં મારો વખત આ શહેરમાં ગાળ્યો છે. આ શહેરમાં મારે ઘણા પ્રિય મિત્રો હતા અને છે. આ શહેરના ઉપર મારી ઘણી પ્રીતીની લાગણી છે, અને આ શહેરમાં આવી જનસેવા બજાવવી એ હું મારૂં કર્તવ્ય ગણું છું.

૩. મારે આપની આગળ ઘણી દીલગીરી સાથે જણાવવું પડે છે, કે મેં આ પરિષદનું પ્રમુખપદ લેવા કબુલ કર્યું ત્યાર પછી થોડા દિવસમાં હું મંદવાડમાં સપડાઇ ગયો હતો તે મંદવાડની અસરમાંથી હું હજુ મુકત થઇ શકયો નથી. મારા શરીરમાં ઘણી નબળાઈ આવવાથી આજના ભાષણ ઉપર મારે જે વખત ગાળવો જોઈએ અને તેના ઉપર જે લક્ષ આપવું જોઇએ તે મારાથી બની શકયું નથી, અને તેને લીધે આપની ક્ષમા માગું છું.

૪. આ પ્રસંગે આપણા આખા દેશનું ચિત્ત આપણને જે રાજકીય સુધારા મળવાના છે તે તરફ રોકાયલું છે. તે સંબંધમાં એક ખરડો હાલ બ્રિટિશ પાર્લામેંન્ટ આગળ રજુ કરવામાં આવ્યો છે. તે ખરડાનાં બે વાંચન બ્રિટિશ પાર્લામેંન્ટ આગળ થયાં છે. બે હાઉસની જોઇંટ કમિટિ હાલ સુધી એ બીલને લગતો પુરાવો લેવામાં રોકાઇ હતી. અને તે કામ પૂરૂં થયું છે. અને હવે એ બીલ સંબંધમાં પાર્લામેંન્ટ આગળ મુકવા માટે રીપોર્ટ કરવા તે કમિટિ બેઠેલી છે.

૫ નેક નામદાર મોન્ટેગુ અને નેક નામદાર લોર્ડ ચેમ્સફર્ડ જેમણે રાજકીય સુધારાની યોજના ઘડી કાઢી છે તે અપૂર્વ છે. એવી યોજનાનો અખતરો અત્યાર સુધી કદી થયલો નથી આપણા દેશની દૃષ્ટિથી આ યોજના ખામી વગરની નથી. એમાં ઘણી દિશાએ ફેરફાર થવાની જરૂર છે, અને ઉમેદ છે કે આપણે ઇચ્છીએ છીએ. એ દિશામાં કેટલાએક ફેરફાર થશે. આ રસ્તે આપણી ઉમેદ બર આવે કે નહિં, પણ આ યોજનાના ધોરણથી રાજ્ય વહિવટના બંધારણમાં ફેરફાર થાય, એમાં આપણા દેશનું હિત સમાયલું છે. ઘણા રાજ્યાધિકારના અનુભવી લોકોએ જુદી જુદી જાતના રાજ્ય વહીવટના ફેરફારની યોજના રજુ કરી છે, પણ

તે બધી આ યોજનાથી વધારે ખામી ભરેલી દેખાય છે, અને બીજી યોજનાઓથી આપણે આપણા લક્ષ્યને સરલતાથી પહોંચી શકીએ એમ મને સંભવિત લાગતું નથી.

૬. સને ૧૮૩૪ ની સાલ સુધી મુંબાઈ તથા મદ્રાસની સરકાર પોતપોતાના તાબાની રૈયત માટે કાયદા બનાવતી. તેમ ગવર્નર જનરલ ઓફ ઇંડિયા, પ્રાંતો સિવાયની રૈયત માટે કાયદા બનાવતા. સરકારના અમલદારોની નજરમાં જે યોગ્ય લાગે તે મુજબ કાયદા થતા. તેમાં રૈયતની પસંદગી અથવા નાપસંદગીનો રૈયત તરફનો અભિપ્રાય લેવામાં આવતો નહિ! અને સરકારના નીમેલા અથવા રૈયતે ચુંટી કહાડેલા એવા કોઇ પણ માણસની સલાહ અથવા મદદ લેવામાં આવતી નહિ, અને તે માટે તેઓને તે કામમાં સામેલ કરતા નહિ. સને ૧૮૩૪ની સાલમાં મદ્રાસ તથા મુંબાઈના ગવર્નરની કાયદા કરવાની સત્તા કમી કરવામાં આવી, અને ત્યાર પછી ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ આખા હિંદુસ્થાનને માટે કાયદા બનાવતી હતી.

૭. સને ૧૮૬૧ ની સાલમાં ઇંડિયન કાઉન્સીલ્સ એકટ પાસ કરવામાં આવ્યો. તે પહેલાં ઉપર બતાવ્યા પ્રમાણે પ્રજા તરફના માણસોને એ કામની મદદ માટે સામીલ કરવાનો વહિવટ નહોતો. પચીસ કરોડ માણસો માટે જે કાયદા ઘડાય તેમાંથી કોઇને કાયદા સંબંધરૂં સલાહ આપવાની સત્તા નહોતી.

૮. ઇંડિયન કાઉન્સીલ એકટથી હિંદુસ્થાનના ગવર્નર જનરલ ઇન્ કાઉન્સીલને આખા હિંદુસ્થાન માટે કાયદા કરવાની સત્તા આપવામાં આવી, અને તે કામમાં મદદ કરવા માટે થોડા એડીશનલ મેમ્બર (વધારાના સભયો) નીમવાની સત્તા આપવામાં આવેલી હતી. તે મુજબ કેટલાએક પ્રકારના કાયદા કરવાની સત્તા મુંબાઇ તથા મદ્રાસના ગવર્નરને આપવામાં આવી હતી, અને તેમને પણ એડીશનલ મેમ્બર (વધારાના સભ્યો) અમુક સંખ્યા સુધી નીમવાની સત્તા આપી હતી. આ કાઉન્સીલની સત્તા ફકત કાયદા પૂરતી હતી.

૯. ૧૮૯૨ની સાલમાં આ કાયદામાં ફેરફાર થયો, અને તે ફેરફારને અંગે નવી લેજીસ્લેટીવ કાઉન્સીલ (ધારાસભા) ૧૮૯૩ની સાલથી બંધાઈ અને તે કાઉન્સીલમાં કેટલીએક મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડના પ્રતિનિધિયો ઇલેકશનથી (ચુંટણીથી) દાખલ કરવામાં આવ્યા. ઇલેકશનથી કાયદા બાંધનારી સભાના મેમ્બરો દાખલ કરવાની પદ્ધતિની આ પ્રમાણે પ્રથમ શરૂઆત થઇ.

૧૦. સને ૧૯૦૬–૦૭માં જ્યારે નેક નામદાર લોર્ડ મીન્ટો ગવર્નર જનરલ

હતા અને નેક નામદાર લોર્ડ મોરલી સેક્રેટરી ઓફ સ્ટેટ હતા, ત્યારે પોલીટીકલ રીફોર્મ (રાજકીય સુધારો) આગળ વધારવા માટે વિશેષ પગલાં ભરવામાં આવ્યાં. તેમના વખતમાં હિંદુસ્થાન સરકારની એકઝીક્યુટીવ કાઉન્સીલમાં (કારોબારી સભામાં) તથા પ્રાંતિક એકઝીક્યુટીવ કાઉન્સીલમાં (કારોબારી સભામાં) એક એક દેશી મેમ્બર દાખલ કરવામાં આવ્યો.

૧૧. તેમના વખતમાં હિંદુસ્થાનની મુસલમાન પ્રજાને કોમ્યુનલ વોટીંગની(કોમવાર મત આપવાની) સત્તા પોતાના પ્રતિનિધિયો લેજીસ્લેટીવ કાઉન્સીલો (ધારાસભાઓ) માટે પસંદ કરવાને માટે આપવામાં આવી. બીજી કેટલીક રીતે લોર્ડ મોરલી તથા લોર્ડ મીંટોએ જે કાઉંસીલો (ધારસભાઓ) મોટી કરી તેમનો ઉદ્દેશ રાજ્યકારભારના કામમાં લોકોની લાગણી તથા ઉલટ વધારવાનો હતો, પણ રાજ્યતંત્ર ચલાવનારને માથે કોઈ રીતની જવાબદારી નાંખવાનો ન્હોતો. મીન્ટો મોરલી સુધારાથી કાઉન્સીલોને (ધારા સભાઓ) લોકોપયોગી વિષયો ઉપર ઠરાવ કરવાની સત્તા મળી પણ તે ઠરાવોને કેટલું વજન આપવું એ એકઝીક્યુટીવ કાઉન્સીલની (કારોબારી સભાની), મરજી મુજબ રાખવામાં આવ્યું હતું.

(આટલું ભાષણ વંચાઈ રહ્યા પછી વખત થઈ જવાથી ચાહપાનને માટે પરિષદ્‌ની બેઠક અર્ધા કલાક માટે મુલતવી રાખવામાં આવી હતી, તે પછી વાચન પાછું શરૂ કરવામાં આવ્યું હતું.)

૧૨. ત્યાર પછી જર્મની સાથનું મહા યુદ્ધ શરૂ થયું. એ યુદ્ધમાં આપણે હિંદીઓએ બ્રિટિશ રાજ્યપ્રતિ પોતાનો સંપૂર્ણ પ્રેમ તથા રાજ્યભક્તિ બતાવી. લડાઈ શરૂ થતાં લેજીલેસ્ટીવ કાઉન્સીલના આપણા દેશી પ્રતિનિધિયોએ હિંદુસ્તાન સરકાર મારફતે બ્રિટિશ સરકાર તરફ એવો સંદેશો મોકલ્યો કે, હિંદુસ્તાન પોતાનું તમામ બળ, માણસો, ધન વિગેરે જે જે સાધનો તેની પાસે હોય તે સર્વ બ્રિટિશ સરકારને લડાઇમાં મદદ આપવા તેના સ્વાધિનમાં આપવા રજુ કરે છે. એ લડાઈ મધ્યે હિંદુસ્તાને પોતાની શક્તિ મુજબ માણસોની, ધનની અને બીજી સર્વ પ્રકારની મદદ આપી છે. લડાઇને અંગે બધા મિત્રરાજ્યોએ પોતાનો ઉદ્દેશ જણાવ્યો, કે દુનીઆની સ્વતંત્રતા ઉપર કેટલાએક જબરા લોકો હલ્લો કરી શકે નહિ, ગરીબ નબળા રાજ્યની સ્વતંત્રતાનું રક્ષણ કરવું. આ ઉચ્ચ ઉદ્દેશને લીધે મોટી પ્રજાઓ નબળી પ્રજાને રક્ષણે ધાઇ, એટલે સ્વાભાવિક રીતે આ દેશના વાવટા નીચે રહી એવા સ્વતંત્રતા ભોગવવાની વિશેષ પ્રેરણા થઈ. ગયા ચાર વરસમાં આ દેશની પ્રજામાં રાજ્યકારભારમાં પોતાનો ઘટતો ભાગ લેવાની ચળવળ ઘણી વધી છે અને દિન પર દિન એ ચળવળ ઘણી વધતી જાય છે. એટલે આપણા રાજ્યકર્તાની

નજરમાં હિંદુસ્તાનના રાજ્યારણ અંગે મોટા ફેરફાર થવા જોઇએ એવી શુભ ઇચ્છા થઈ અને તે કારણથી નાo શહેનશાહના હિંદુસ્તાન ખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટ નેક નામદાર મીo સેમ્યુઅલ એડવીન મોન્ટેગ્યુએ તાo ૨૦ આગસ્ટ ૧૯૧૭ ને દિવસે બ્રિટિશ પાર્લામેન્ટની રૂબરૂ નીચે મુજબના રાજ્ય મંત્રનું ઉચ્ચારણ કર્યું.

બ્રિટિશ સરકારની રાજ્યનીતિ હિંદુસ્તાન સરકારના વિચાર સાથે તદન મળતી આવે છે, તે એ છે કે રાજ્યવહીવટની દરેક શાખામાં હિંદીઓનો વધારો કરવો, અને બ્રિટિશ સામ્રાજ્યના અંગના ભાગ દાખલ સ્વરાજ્યોની સંસ્થાઓ ખીલવી જવાબદારી વાળી રાજ્યસત્તાના પગલાં હળવે હળવે વધતાં જાય એ ધોરણથી કામ લેવું.

૧૩. નેક નામદાર મીo મોન્ટેગ્યુએ ઉપર મુજબના રાજ્યમંત્રનું ઉચ્ચારણ કર્યું; ત્યાર પછી તેઓ હિંદુસ્તાનમાં પધાર્યા. તેમણે હિંદુસ્થાનના વાઇસરોય નામદાર લોર્ડ ચેમ્સફર્ડ સાથે મસલતો કરી. હિંદુસ્થાનની પ્રાંતિક સરકારના અધિકારીઓના મત મેળવ્યા. ઘણા ડેપ્યુટેશનોની મુલાકાતો લીધી અને આ સુધારા કેવા ધોરણથી અમલમાં લાવવા, એ બાબતનો એક રીપોર્ટ તૈયાર કર્યો, અને તાo ૮ જુલાઈ ૧૯૧૮ ને દિવસે હિંદુસ્થાનની પ્રજાને વિચાર કરવા માટે તેમણે તે બહાર પાડયો.

૧૪. પોતાની યોજના બર લાવવા માટે નેક નામદાર મી. મોન્ટેગ્યુએ એક કાયદાનો ખરડો તૈયાર કરી તે પાર્લામેન્ટ આગળ રજુ કર્યો. એ ખરડાનાં બે વાંચન થઈ ગયાં છે, અને એ ખરડા સંબંધમાં બે હાઉસના જોઇંટ કમિટિએ હાલ સાક્ષીઓ લેવાનું કામ પૂરૂં કર્યું છે. તેને લગતો રીપોર્ટ કરવાનું કામ હાલ જોઇંટ કમિટિ પાસે રહેલું છે.

૧૫. આ સંબંધમાં જે મુખ્ય ફેરફાર થવા સંભવ છે તેનું ટુંક વિવેચન નીચે મુજબ છે:—

(૧) આજ સુધી પ્રજા તરફથી પ્રતિનિધિયો પસંદ કરવાની ફકત મુસલમાન કોમને માટે સીધી રીતની સત્તા આપવામાં આવી છે. મુસલમાન સિવાયની કોમો માટે જે પ્રતિનિધિ નીમવાના તે સીધી રીતે લોક તરફથી નીમાતા નહિ.

(૨) લોકલ બોર્ડો તથા મ્યુનિસિપલ બોર્ડો દરેક ડીવીઝનના પોતા તરફના પ્રતિનિધિયો પોતાનું કામ કરવા નીમે છે તે પૈકી દરેક બોર્ડ વસ્તીના પ્રમાણમાં કાઉન્સીલના મેમ્બરો પસંદ કરે છે, અને તે પ્રતિનિધિયો જે માણસને બહુમતે પસંદ કરે તે માણસ લેજીસ્લેટીવ કાઉન્સીલનો મેમ્બર નીમાય છે.

આવી અડકતરી રીતે જે માણુસો નીમાય તેને મૂળ ચુંટણી કરનારી રૈયત સાથે સીધો સંબંધ રહેતો નથી અને તે ખરેખરી રીતે તેને જવાબદાર હોય તેમ સમજતો નથી.

હાલનું મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલનું નીચે મુજબ બંધારણ છેઃ–

| | |
|---|---|
| ઇલેકટેડ (ચુંટાયલા) | |
| મુસલમાન કોમના | ૪ |
| મુસલાન સીવાયની કોમના ઓફ્ફુસીલ મ્યુનિસિપાલિટિના કૌન્સીલરો તરફના | ૪ |
| લોકલ બોર્ડ તરફના | ૪ |
| મુંબઇની કોરપોરેશન તરફનો | ૧ |
| ગુજરાતના સરદારો તરફનો | ૧ |
| દક્ષિણના સરદારો તરફનો | ૧ |
| સીંધના જમીનદાર તથા જાગીરદાર તરફનો | ૧ |
| ઇંડીયન કોમર્શીયલ કોમ્યુનીટી (વ્યાપારી વર્ગ) તરફનો | ૧ |
| મીલ ઓનર્સ એસોસીએશન (મીલ માલેકોના મંડળ) મુંબઈ તથા અમદાવાદ વચ્ચે | ૧ |
| મુંબઇની ચેમ્બર ઓફ કોમર્સ તરફનો | ૧ |
| કરાંચી ચેમ્બર ઓફ કોમર્સ તરફનો | ૧ |
| અને મુંબઇની યુનિવરસિટિ તરફનો | ૧ |
| | ૨૧ |
| એક્ષ ઓફીસીઓ (હોદાનીરૂએ) મેમ્બર્સ | ૫ |
| નોમીનેટેડ (નીમવામાં આવેલા) મેમ્બરો તેમાં ૧૪ કરતાં વધારે અમલદાર નહિ. | ૨૧ |
| | ૪૭ |
| આ ઉપરાંત ગવર્નરને જરૂર પડે ત્યારે બે એક્ષપર્ટોને (કાબેલો–પ્રવીણો) કાઉન્સીલની જગા માટે નીમવા સત્તા આપી છે. | ૨ |
| | ૪૯ |

ઉપરની ગોઠવણ મુજબ કાઉન્સીલમાં વધારામાંવધારે ઓફીસીયલ (અમલદારો) ૨૧ થઈ શકે એટલે ૨૧/૪૯ ઓફીસીયલ જોર ગણાય.

ઓફીશીયલ ( અમલદારો ) તથા નોમીનેટેડ ( નીમાયલા સભ્યો ) એકઠા ગણાવામાં આવે તો તેમનું જોર ૨૮/૪૯ એટલે ૪/૭ ગણાય.

હાલના બંધારણને બદલે કમિટિ નીચેના બંધારણની કાઉન્સીલ કરવાની ભલામણ કરે છે.

| | |
|---|---|
| શહેરોની મુસલીમાન સિવાયની બેઠકો | ૧૧ |
| ગામડાની મુસલમાન સિવાયની બેઠકો | ૩૫ |
| મુસલમાનની શહેરોની બેઠકો | ૫ |
| મુસલમાનની ગામડાઓની બેઠકો | ૨ |
| યુરોપીઅનની બેઠકો | ૨ |
| જમીનદારોની બેઠકો | ૩ |
| યુનિવરસિટિની બેઠક | ૧ |
| વ્યાપાર અને હુન્નરને લગતી બેઠકો | ૮ |
| નોમીનેશન માઈનોરીટીના. ( નાની કોમો તરફના નીમવાના સભ્યો. ) | |
| એંગ્લો ઇંડીયન બેઠક | ૧ |
| ઇંડીયન ક્રિસ્ચીઅન્સ બેઠક | ૧ |
| ડીપ્રેસ્ડ કલાસીઝ બેઠક (પછાત વર્ગો) | ૧ |
| લેબર (મજુરો) | ૧ |
| બીજા | ૨ |
| એકસ ઓફીસીઓ (હોદાની રૂએ) | ૪ |
| નોમીનેટેડ (નીમાયલા) | ૧૪ |
| | ——— |
| તથા બે ૨ એકસપર્ટ (કાબેલો-પ્રવીણો) | ૧૧૧ |
| | ૨ |
| | ——— |
| | ૧૧૩ |

આ કાઉનસીલમાં માઇનોરીટી કોમ્યુનીટીના (નાની કોમના) પ્રતિનિધિ સરકાર નીમે તે ઉપરાંત વીસ બેઠક નોમીનેટેડ (નીમાયલા) તથા એકસ ઓફીસીઓ ( હોદાની રૂએ સભ્યો ) રહેશે એટલે એના જોરનું પ્રમાણ ૧/૫થી સહેજ ઓછું રહેશે.

હાલની કમિટિની ભલામણ સ્ત્રીઓને મત આપવાની નથી.

૧૬. શહેરોને માટે ઇલેકશન રોલમાં ( ચુંટણી દફતર ) દાખલ થવાની નીચે મુજબની લાયકાતની ભલામણ કરવામાં આવી છે.

૧. મુંબઈ શહેરમાં ઘર અથવા મકાન જેનું વાર્ષિક ભાડું રૂ૦ ૧૨૦ હોય તેના માલીક અથવા ભાડુત.

૨. કરાંચીમાં ઘર અથવા મકાન જેનું વાર્ષિક ભાડું રૂ૦ ૬૦ થતું હોય તેના માલીક અથવા ભાડુત.

૩. જે જગ્યાએ વાર્ષીક ભાડાની ઉપર હાઉસટેક્સ (ઘર વેરો) ગણાતું હોય તે જગાએ પંચમહાલ તથા રત્નાગિરિ ડીસ્ટ્રીકટ સીવાયના ડીસ્ટ્રીકટમાં જે મીલકતની વાર્ષીક ઉપજ રૂા. ૪૬ ની હોય તેના માલીક અથવા ભાડુત. અને રત્નાગિરિ તથા પંચમહાલ મધે બાર માસના ભાડાના રૂ૦ ૨૫ થતા હોય તેવા મકાનનો માલીક અથવા ભાડુત.

૪. જે જગાએ ઘરની કિંમત ઉપર હાઉસ ટેકસ (ઘરવેરો) લેવાતો હોય, તે જગાએ રૂા. ૧૫૦૦ અથવા તેથી વધારે કીંમતના મકાનનો માલીક અથવા ભાડુત.

૫. જે જગાએ હાઉસ ટેકસ (ઘર વેરો) લેવાતો ન હોય તે જગાએ ટોલ અથવા એકટ્રાય સીવાયના દર વરસે રૂા. ૩ મ્યુનીસીપલ ટેકસ ( વેરો ) ભરતો હોય તે.

સીંધમાં કરાંચી સીવાયના સ્થળોમાં મ્યુનીસિપાલિટિ કેનટોનમેન્ટ અને નોટીફાઈડ એરીઆમાં રૂા. ૩૬ ના ભાડાની જગાનો માલીક અથવા ભાડુત હોય તે.

૬. ઈનકમટેક્સ (આયપદ વેરો) ભરનાર.

હિંદુસ્થાનના લશ્કર મધેથી રીટાયર્ડ અથવા પેનસન લીધેલા અમલદારો.

જે મ્યુનિસિપાલિટિ કેનટોનમેન્ટ અથવા નોટીફાઈડ એરીઆના હોય તો જે માણસ રૂરલ રોલમાં દાખલ થવાની લાયકાત વાળો હોય તે.

૧૭. ગામડાઓ માટે નીચે મુજબની લાયકાત ઠેરવવામાં આવી છે.

૧. પંચમહાલ અથવા રત્નાગિરિ ડીસ્ટ્રીકટમાં બારખલી અથવા સરકારી જમીન જેનું એસેસમેન્ટ રૂ. ૧૬થી ઓછું ન હોય એવી જમીનનો ધારણ કરનાર અથવા ખેડુત.

૨. એ સિવાયની જગાએ પ્રેસીડેન્સી પ્રોપરમાં રૂ. ૩૨ એસેસમેન્ટ વાળી જમીનના ધારણ કરનાર અથવા ખેડુત.

૩. સીંધમાં ઇલેક્ટોરલ રોલ (ચુંટણી દફતર) તૈયાર થતા પહેલાંના પાંચ વરસ પૈકી કોઈ વરસમાં રૂ. ૩૨ એસેસમેન્ટના ભર્યા હોય અથવા ફ્રન્ટીયર પ્રોવીન્સીસમાં જેણે રૂ. ૧૬ ભરેલા હોય તે.

૪. ઇનકમટેક્સ (આયપદવેરો) ભરનાર.

૫. ઇંડીયન આર્મી (હિંદી લશ્કર) ના રીટાયર્ડ થયલા અથવા પેનસન લીધેલા અમલદારો.

ઉપર મુજબની કમિટિએ વોટ (મત) આપવાની લાયકાતની ભલામણ કરેલી છે.

૧૮. હવે પ્રાંતિક સરકાર હિંદી સરકાર તરફથી વધારે સ્વતંત્ર બની શકે તેને માટે ઉપજ ખરચની બાબતના વહિવટમાં ફેરફાર થવો જોઇએ. હાલ લેંડ રેવેન્યુ, સ્ટાંપ, એકસાઇઝ, ઇનકમટેક્સ, એ બાબતની ઉપજ ખરચમાં હિંદુસ્થાન સરકાર અને કેટલીએક પ્રાંતિક સરકાર એમની વચ્ચે સેટલમેન્ટ થયા છે એ ઉપજ ખરચમાં અમુક ભાગ હિંદુસ્થાન સરકારનો અને અમુક ભાગ પ્રાંતનો. આ બાબત માં રીપોર્ટમાં નીચે મુજબ સૂચના કરેલી છે. સ્ટાંપના બે ભાગ છે.

( ૧ ) જયુડીશીયલ સ્ટાંપ એટલે કોરટના સબંધમાં વપરાય તે. તથા ( ૨ ) જનરલ સ્ટાપ એટલે સાધારણ વ્યવહારમા વપરાય છે તે રીપોર્ટની સૂચના એવી છે કે જયુડીશીયલ સ્ટાંપની ઉપજ પ્રાંતિક સરકાર તરફ જાય અને જનરલ સ્ટાંપની ઉપજ હિંદુસ્તાન સરકાર તરફ જાય. કેટલાએક પ્રાંતના સેટલમેન્ટમાં એકસાઇઝ તદન પ્રોવીનસીયલ ( પ્રાંતિક ) રાખવામાં આવેલું છે, અને રીપોર્ટ કરનારના વિચાર મુજબ એ ઉપજ તદન પ્રાંતિકમાં દાખલ કરવી જોઇએ. લેન્ડ રેવેન્યુ તથા ઇરગેશન પણ પ્રાંતિક કરવાની રીપોર્ટમાં ભલામણ છે. અને તેઓ નો દુષ્કાળ નિવારણનો બોજો પ્રાંતો ઉપર નાખવા પોતાનો વિચાર જણાવે છે. અને ઇનકમટેક્સ હિંદુસ્તાન સરકાર માટે રાખવાની તેમની ભલામણ છે. બાકી હિંદુસ્તાન સરકારને પ્રાંતિક સરકારે પોતાની ઉપજ ખરચ કરતાં વધારે હોય તેનું અમુક પ્રમાણ આપવું.

૧૯. ત્યારબાદ પ્રાંતના અધિકારીઓએ ઉપજમાંથી હિંદુસ્તાન સરકારને જે રકમ ભરવાની તે જુદી કાઢવી. પછી લેજીસ્લેટીવ કાઉન્સીલમાં રીઝર્વડ (સ્વાયત્ત)

આ સુધારાની યોજના સંબંધમાં કેટલીક નાની મોટી વિચાર કરવા જેવી તકરારો છે તેમાં મુખ્ય તકરાર એ છે, કે હિંદુસ્થાન સરકારની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં જેવો પ્રોવીન્સીયલ કાઉન્સીલમાં ( પ્રાંતિક ધારાસભામાં ) હળવે હળવે રીસ્પોન્સીબલ ગવર્મેન્ટ (જવાબદાર રાજ્ય તંત્ર) મળવાનો તથા તે સંબંધની કેળવણી મેળવવાના રસ્તાઓનો સમાવેશ થાય છે, તેવી કોઇ યોજના હિંદુસ્તાન સરકારની કાઉન્સીલના ( ધારાસભાના ) બંધારણમાં કરવામાં આવી નથી. એ સિવાય આ બંધારણ કેટલીક બીજી બાબતોથી પણ વાંધાભરેલું છે, પણ તે વિષે આ જગાએ વિશેષ વિવેચન કરવાની જરૂર નથી

૨૭ મઈ પરિષદની બેઠક પછી રાજકીય વિષયમાં જે મહત્વના બનાવો બન્યા, તેની હવે હું ટુંક નોંધ લઉં છું. એકટ ૧૧, ૧૯૧૯ જેને પ્રજા તરફથી રૌલેટ એકટ કહેવામાં આવે છે તે એકટ ઉપર નેક નામદાર ગવર્નર જનરલે તા. ૨૧મી માર્ચ ૧૯૧૯ને દિવસે પોતાની મંજુરી આપી. સદરહુ એકટ પ્રજાની સ્વતંત્રતાને કેટલે દરજ્જે જોખમમાં નાખે છે તે નીચે મુજબ તે કાયદાના લખાણથી ચોખ્ખુ દેખાઇ આવશે.

મજકુર એકટની કલમ ૧૧ માં નીચે મુજબ લખાણ છે. જો ગવર્નર જનરલની કાઉન્સીલને એવી ખાત્રી થશે કે, આખા હિંદુસ્થાનમાં અથવા તેના કોઇ ભાગમાં રાજદ્રોહ અથવા રાજ્યના ફેરફારની હીલચાલ ચાલે છે કે જેનાથી પરિશિષ્ટમાં બતાવેલા ગુન્હાઓને મોટું ઉત્તેજન મળે, તો ગેઝેટ ઓફ ઇન્ડીયામાં જાહેર ખબર છપાવી એ હકીકતનો તે એકરાર કરશે; અને એ ઉપરથી આ ભાગના ઠરાવો જે પ્રદેશ માટે નિર્દેશ કરવામાં આવે તેમાં અમલમાં આવશે. કલમ ૨૨ મા નીચે મુજબ ઠરાવ છેઃ—

જ્યારે સ્થાનિક સરકારને લાગશે, કે એ પ્રદેશમાં કોઇ પણ માણસ કલમ ૨૧ મીમાં બતાવ્યા મુજબની હીલચાલનાં ખરેખરી રીતે સામેલ થયો છે, તો તેના કામના સબંધના જે સાધનો તેની પાસે હોય તે તે કોઇ ન્યાય ખાતાનો અમલદાર જે કોઇ હાઇ કોર્ટના જજની જગા માટે લાયકીવાળો હોય તેને સોંપશે, અને પછી તેનો અભિપ્રાય લઇ લેખી હુકમ કાઢશે, અને તેમાં એકરાર કરશે, કે એ માણસ કલમ ૨૧ માં જણાવેલી હીલચાલમાં સામેલ છે, અને તેને વિષેનીચે મુજબ તમામ અથવા તેમાના કોઇ હુકમ કાઢશે.

“ એ ” તે હુકમમાં ઠરાવેલી મુદતમાં જામીન સાથે અથવા જામીન વગરનો મુચરકો લખી આપે, અને તેમાં કબુલાત આપે કે એક વરસની મુદત સુધીમાં શેડ્યુઅલમા ( પરિશિષ્ટમાં ) બતાવેલા ગુન્હાઓ પઇકી કોઇપણ કરવો નહિ, કરવાનો પ્રયત્ન કરવો નહિ, અથવા ગુન્હા કરવામાં મદદ આપવી નહિ.

" બી " જે અધિકારી બતાવવામાં આવે તેને પોતાના રહેઠાણની જગા જાહેર કરવી અને જગામાં ફેરફાર થાય તો તે ફેરફારની જગા બતાવવી.

" સી " બ્રિટિશ ઇંડીયામાં જે જગા નિર્દેશ કરવામાં આવે તે જગાએ તેણે રહેવું અથવા મુકામ રાખવો. પણ જે પ્રદેશ નિર્દેશ કર્યો હોય ને તે સ્થાનિક સરકારની હદ બહાર હોય તો તે જગાની સ્થાનિક સરકારની મંજુરી હુકમ કરતાં પહેલી મેળવવી,

" ડી " સાર્વજનિક શાંતિને હાનીકારક અથવા સાર્વજનિક સલામતી વિરૂદ્ધ જે અમુક કૃત્ય સરકારના અભિપ્રાયમાં આવે તેવા દરેક કૃત્યથી તેણે દુર રહેવું.

" ઇ " પોતાની રહેવાની જગાથી જે પાસેમાં પાસેનું પોલીસ સ્ટેશન [ થાણું ) હોય તેના અમલદારને જે વખતો મુકરર કરેલા હોય તે વખતે તેણે પોતાને માટે રીપોર્ટ આપવો.

મજકુર એક્ટની કલમ ૨૬ મીની મતલબ નીચે મુજબ છે;–

સ્થાનિક સરકાર કલમ ૨૨ મુજબ હુકમ કરે ત્યારે ચોકસી કરનાર અધિકારી નીમવામાં આવે તેની આગળ બને એટલી તાકીદથી લેખી હુકમ મોકલે તેમાં મુખતેસરથી સરકારને હુકમ કરવાની જરૂર કેમ લાગી તેના કારણો બતાવવામાં આવશે અને એ કેસનાં સાધન જે સરકાર પાસે હોય તે તેને સોંપશે. આ ઉપરથી ઇન્વેસ્ટીગેટીંગ ઓથોરીટી કેમેરામાં ( તપાસ કરનાર અધિકારી બંધબારણે ) ચોકસી કરી કેટલે દરજ્જે સરકારે મેળવેલો પુરાવો તે માણસને લાગુ થાય છે તેની તપાસ કરશે. આ કલમના પેટામાં જણાવેલું છે, કે જે માણસની વિરૂદ્ધ કામ ચાલે તેને વકીલ રાખવાની છુટ નથી, તેમ કાંઈ હકીકત ચોકસી કરનાર અધિકારીને સાર્વજનીક સમાધાની અથવા અમુક ઇસમની સલામતીને જોખમવાળી લાગે, તો તે બાબતની માહીતિ તે આપશે નહિ.

વળી જે માણસની વિરૂદ્ધ કામ ચાલતું હોય તે માણસને કોઇ માણસ હાજર કરવા અથવા દસ્તાવેજ મંગાવવાની જરૂર લાગે તો તે બાબતની માગણી કરી શકે પણ ચોકસી કરનાર અધિકારીને અરજ કબુલ કરવા જરૂર ન લાગે તો તેમ કરવાનાં કારણ લેખી બતાવી તે અરજ નામંજુર કરવા તેને અધિકાર આપ્યો છે.વળી એમ પણ ઠરાવ્યું છે કે ચોકસી કરનાર અધિકારી પુરાવાના કાયદાને અનુસરી વર્તવા બંધાયલા નથી.

ચોકસી કરનાર અધિકારી પોતાની ચોકસીનો રીપોર્ટ સરકારમાં કરશે, અને તે ઉપરથી સ્થાનિક સરકાર પોતાનો પ્રથમ હુકમ રદ કરી શકશે; અથવા કલમ ૨૨ મજબનો કાયમનો હુકમ એક વરસની સદત માટે કહાડી શકશે.

જે કામમાં તહોમતદારની ચોકસી ખુલ્લી કચેરીમાં થાય નહિ, તેને વકીલની મદદ લેવા પ્રતિબંધ થાય, પુરાવાનો કાયદો બાજુ ઉપર મુકવામાં આવે, તહોમતદારની વિરૂદ્ધની તમામ હકીકત તેને જણાવવામાં આવે નહિ, તેવા ઈન્સાફ કરવાના ધોરણથી નિર્દોષ માણસો ગેરઈન્સાફના ભોગ થઈ પડે એવો ઘણો સંભવ રહે છે. તેથી આ નવો કાયદો પસાર થવાથી દેશમાં ઘણી ચળવળ ઉત્પન્ન થઈ, અને એ કાયદાની વિરૂદ્ધ જગાએ જગાએ સભાઓ ભરવામાં આવી.

સરકારનું કહેવું એમ છે, કે આ કાયદાની સખ્તાઇ ફક્ત રાજદ્રોહના ગુન્હા કરનારને નડનાર છે, પણ પ્રજાનો દરરોજનો અનુભવ છે કે હમેશાં ગુન્હેગારોનીજ ચોકસી ચાલતી નથી. સરકારની આગળ ખોટી બાતમીઓ વારંવાર મુકવામાં આવે છે, અને તેથી ઘણી વખતે નિર્દોષ માણસો સપડાઈ જાય છે. એટલે આ કાયદાના સબંધમાં લોકોના મનમાં જે અવિશ્વાસ ઉત્પન્ન થયો છે તે પાયા વગરનો છે એવું પ્રજાએ કબુલ કરવું ઘણું મુશ્કેલી ભરેલું છે. આ કાયદાની કેવળ આવશ્યકતા નહોતી. આ કાયદાથી સરકારને જે સત્તા જોઈતી હતી તે તેમની પાસે ડીફેન્સ ઓફ ઇંડીયા એકટ ( હિંદ રક્ષક કાયદા ) મુજબના ઓર્ડરથી મળેલી હતી. અને તે સત્તા વાપરવાની ઘણી મુદત બાકી રહેલી હતી. ગયા વર્ષમાં હિંદુસ્થાનમાં ઘણુ દુઃખના સંજોગો એકદમ ઉભા થયલા હતા. ગયું વર્ષ અનાવૃષ્ટિનું હતું. હિંદુસ્થાનના ઘણા ભાગોમાં દુષ્કાળ ચાલતો હતો, અનાજ ઘાસ વીગેરે ઘણી જગ્યાએ બીલકુલ મળી શકતાં નહિ. જગ્યાએ જગ્યાએ ઘાસ તથા અનાજ એક હદથી બીજી જગ્યાએ મોકલવાના પ્રતિબંધો કરવામાં આવ્યા હતા, એટલે જે જગ્યાએ ધાન્યોના ભંડારો ભરેલા હતા, તે જગાએથી ધાન્યનો છુટથી બીજી જગાની રૈયતને લાભ મળી શકતો નહોતો. સર્વ જગાએ ઢોરોની સ્થિતી બગડતી ગઈ અને ભુખમરાથી અને જુદી જુદી જાતના રોગો ફાટી નીકળવાથી ઢોરોની મોટી સંખ્યાનો નાશ થયો. માણસોની જરૂરીયાતી ચીજોની કીંમત ૨, ૩, ૪ ગણી વધી ગઇ અને જગાએ જગાએ ઘણા લોકો જેને નિર્વાહના સાધન નહિ, અથવા તે સાધનો ઘણા નિયમિત હતા તે ઘણી કંગાલીયતની હાલતમાં દબાઇ ગયા. આ બધા કારણોને લીધે લોકોનાં મન ઘણાં ઉશ્કેરાયલી હાલતમાં આવેલાં હતાં, તેમાં આ એકટ (કાયદો) પાસ થયાની વાત જાણી લોકોની ઉશ્કેરણીમાં ઘણો વધારો થયો. આ બધાં કારણો એકઠાં થયેથી ઘણી જગાએ હુલ્લડો થયાં. આ હુલ્લડોમાં ઘણા નિર્દોષ માણસો દેશી અને યુરોપીઅનના જાન ગયા, ઘવાયા તથા ઘણી કીંમતી માલકતની પાયમાલી થઇ. તે અત્યંત શોચનીય તથા ખેદયુક્ત છે. આ સંબંધમાં પંજાબના કેટલાએક ભાગમાં લોકોના જાનમાલની ખુવારી થઇ.

રોલેટ એક્ટ (કાયદો) પાસ થવાના કારણથી અને બીજાં જે ઉશ્કેરણીનાં કારણો મેં બતાવ્યાં છે તે કારણોને લીધે અમરતસર અને લાહોરના લોકોનાં મન ઘણી ઉશ્કેરાયલી હાલતમાં આવ્યાં હતાં.

૨૬ તા. ૧૦મી એપ્રીલને દિવસે આશરે સાડા દસ વાગ્યાના સુમારે અમૃતસરની પ્રજાના આગેવાન ડૉક્ટર સફુદ્દીન કીચલુ (તાળીઓ) તથા ડૉક્ટર સત્યપાલ (તાળીઓ) કે જેમના ઉપર લોકોની અત્યંત પ્રીતિ હતી તે બે આસામીઓને અમરતસરના ડેપ્યુટી કમીશનરે અમૃતસરના સીવીલ સ્ટેશનના પોતાના બંગલે બોલાવ્યા. તેઓ હાજર થયા કે તરત તેમને પકડી મોટરકારમાં બેસાડી કોઈ અણજાણી જગાએ પરહેજ રાખવા માટે વીદાય કરી દીધા. (શરમ શરમ) આશરે એક કલાકમાં આ બાબતની ખબર આખા અમૃતસર શહેરમાં પ્રસરી ગઇ. ગામમાં હડતાલ પાડવામાં આવી, અને બધા લોકોએ દુકાનો બંધ કરી દીધી. આ વાત બન્યા પછી થોડીવારમાં લોકોનું મોટું ટોળું બંધાયું, અને તે સીવીલ સ્ટેશન તરફ જવા માંડયું. આ વખતે એવો સંદેશો મળ્યો કે, મહાત્મા ગાંધીજીને (તાળીઓ) પણ સરકાર તરફથી પકડવામાં આવ્યા છે, અને તેમને ઇનટર્ન કરવાનો હુકમ થયો છે. લોકોના કહેવા મુજબ એ ટોળાની મતલબ સીવીલ સ્ટેશનમાં જઈ પોતાની અરજી ડેપ્યુટી કમીશનર આગળ મુકવાની હતી. અમૃતસર શહેર અને સીવીલ લાઈન્સ વચ્ચે રેલવેની લાઈન આવેલી છે અને એ બંનેને રેલવેના પુલથી જોડી દીધેલાં છે. આ ટોળાંએ સીવીલ લાઇન તરફ જવા માંડયું. પોલીસ અને લશ્કરી માણસો એક તરફ અને બીજી તરફ ગામના લોકો, એમની વચ્ચે તકરાર થઇ. ગામના લોકો સીવીલ લાઇન તરફ જતાં અટક્યા નહિ, અને તેથી લશ્કરી ખાતા તરફથી રૈયતના માણસો ઉપર ગોળી બહાર કરવામાં આવ્યો. સત્તાવાળાઓના કહેવા મુજબ આ ગોળી બહારમાં છ માણસ મુઆં. એ ગોળી બહાર થવાથી માણસોની ઉશ્કેરણી ઘણી વધી ગઇ, અને માણસોનું મોટું ટોળું ગામ તરફ પાછું ફર્યું. આ ટોળાએ ઘણું નિર્દયપણું વાપર્યું અને એમને હાથે પાંચ યુરોપીઅન મુઆ. એમણે એક નાનું દેવળ બાળી નાંખ્યું, અને જે મકાનમાં અમૃતસરની નેશનલ બેંકની શાખા હતી તે મકાન તથા એલાયન્સ બેંકનું મકાન તેમણે બાળી નાંખ્યાં. ત્યારપછી તા ૧૨મીની સવારે ફીરોજપુર તરફથી આવતી ટ્રેન કાસુરના સ્ટેશન આગળ અટકી અને તે ટ્રેનને આશરે એક હજાર માણસોએ લુંટી. તે ટોળાએ કાસુરની પોસ્ટ ઓફીસ તથા તેહસીલ બાળી નાંખ્યા. આ ટોળાને પોલીસે ગોળીબહાર કરી વીખેરી નાંખ્યું અને તેમાં એક માણસ માર્યું ગયું અને છ જખમી થયાં

ખાતાનાં ખરચની ટીપ થાય તેનો બારીકાઈથી વિચાર કરી તે ખાતા માટે યોગ્ય રકમ જુદી કાઢવી. પછી વધેલી રકમ ટ્રાન્સફર્ડ (પરાયત) ખાતાની જરૂર પૂરતી ન હોય તો મીનીસ્ટરો (પ્રધાનો) પોતાના ટ્રાન્સફર્ડ (પરાયત) ખાતાં ચલાવવા માટે હિંદુસ્તાન સરકારે જે કર નાંખવાની સત્તા આપી હોય, તે કર નાખવા અથવા તેને બદલે બીજા કર નાંખવાની હિંદુસ્થાન સરકારની મંજુરી એ કર નાંખવાની દરખાસ્ત લેજીસ્લેટીવ કાઉન્સીલ (ધારાસભા) આગળ રજુ કરશે. જો એ રીતે ગોઠવણ કરતાં મીનીસ્ટર (પ્રધાન) તથા લેજીસ્લેટીવ કાંઉન્સીલને (ધારાસભાને) પોતાના કામ પૂરતી રકમ નહિ મળે તો, પ્રીરીઓડીક કમીશન (મુદતીકમીશન) આગળ એ તકરાર રજુ થશે. કઈ બાજુની તકરાર વાજબી અને કઈ બાજુની તકરાર વાજબી નથી, તેની તે ચોકસી કરી દલીલો સાંભળી નીકાલ કરશે.

૨૦ હિંદુસ્થાનના રાજ્યવહિવટમાં જવાબદારીનો નિયમ હળવે હળવે અમલમાં લાવવા માટે નીચે મુજબ યોજના ઘડાયલી છે, એ યોજનાની શરૂઆત પ્રાંતિક સરકારથી કરવી.

સરકારના રાજ્યકારભારના કામોની બે જુદી જુદી યાદીઓ કરવી. તે મધ્યેથી પ્રથમ યાદીમાં જે કાર્યો ફક્ત હિંદુસ્તાન સરકારે કરવા જોઇએ અને જે માટે પ્રોવીન્સીયલ (પ્રાંતિક) સરકારને અધિકાર અથવા જવાબદારી ન હોય એવા કામો દાખલ કરવા. બીજી યાદીમાં જે કાર્યો પ્રોવીન્સીઅલ (પ્રાંતિક) સરકાર તરફથી કરવાનાં હોય એવાં કામ બતાવવાં. આ યાદીમાં બે પ્રકારનાં કામોનો સમાવેશ થાય છે. એક તો જે કામો ગવર્નર પોતાની એક્ઝીક્યુટીવ કાઉન્સીલની (કારોબારી સભા) સાથે સામેલ રહી રાજકારભારનું કામ ચલાવે તેને રીઝર્વ્ડ ફંકશન (સ્વાયત કાર્ય) એ રીતનું નામ આપ્યું છે. એ સિવાયના બીજા કામોનું નામ ટ્રાન્સફર્ડ (પરાયત્ત) આપ્યું છે.

ટ્રાન્સફર્ડ (પરાયત્ત) કામનાં જે ખાતાં, તે ચલાવવા માટે ગવર્નર એક અથવા જરૂરીયાત મુજબ વધારે મીનીસ્ટર (પ્રધાન) નીમી શકશે, અને તે મીનીસ્ટરો (પ્રધાન) ગવર્નર સાથે સામેલ રહી એ ખાતાનો વહીવટ કરે. આ કામો સંબંધમાં મીનીસ્ટર (પ્રધાન) લેજીસ્લેટીવ કાઉન્સીલને (ધારાસભા) જવાબદાર છે, અને લેજીસ્લેટીવ કાઉન્સીલ (ધારાસભા) ઇલેક્ટરોને (ચુંટણી કરનારાઓને) જવાબદાર રહેશે પાંચ વરસની આખરે એ ચોકસી કરવાની તથા દશ દશ વરસે પરમેનન્ટ (કાયમની) પાર્લમેન્ટરી કમિટિ [illegible] ચ[illegible] [illegible] જે રીતે મીનીસ્ટરો (પ્રધાનો) પોતાના કામો સારી રીતે [illegible] છે, એમ એ કમિટિની વખતો વખત ખાતરી થયેથી મીનીસ્ટરને (પ્રધાનને) સોંપેલા કામમાં વધારો કરવામાં આવશે.

૨૧. આ વિષયના સંબંધમાં મારે આપનું ધ્યાન ખાસ રીતે ખેંચવાનું છે, તે એ કે આપણા દેશમાં ઘણા માણસોનો અભિપ્રાય એ છે કે આપણું હિત ઘણાં ટ્રાન્સફર (પરાયત્ત) ખાતાં કરાવવામાં અને તેનો વહીવટ મીનીસ્ટરોને (પ્રધાનોને) અપાવવામાં છે. હું એ અભિપ્રાયને કેવળ મળતો નથી. મારો મત એવો નથી, કે કોઈ પણ ખાતાં ચલાવવામાં આપણે નાલાયક નીકળીશું, પણ આપણા કામ માટે બ્યુરોક્રેટો તરફથી ઘણી સખત ટીકાઓ થવા સંભવ છે. જે લોકોએ પોતાની આખી જીંદગી એક ખાતામાં કાઢી હોય તેમની સાથે તમારૂં કામ સરખામણીમાં મુકાશે. તમારી નાની ખામીઓને મોટું રૂપ આપવામાં આવશે, અને તમારા કરેલા મોટા સુધારા નજીવા જેવા ગણાશે. વળી બીજી તમારા રસ્તામાં એ હરકતો આવશે, કે જે અમલદારોની મારફતે તમારે કામ લેવાનું છે તેમાંના કેટલાએક જે દિલોજાનીથી પોતાના હાલના ઉપરીઓને મદદ આપે છે તેવી દીલોજાનીથી તમને મદદ આપી શકે નહિ. નોન ઓફીસીયલ (બીન અમલદાર) લોકમાં ઉત્તમ કાર્યકુશલ માણસોની ઘણી ખોટ હોય છે. વળી ડીસ્ટ્રીકટ બહારના માણસો માટે તમારો ગમે તેવો સારો અભિપ્રાય હોય, તો પણ તમે તેને તમારા પ્રતિનિધિ દાખલ પસંદ કરી શકશો નહિ માટે તમારો ઉદ્દેશ ઘણાં ખાતાંની જવાબદારી સાથે લેવાનો ન જોઇએ. તમારો ઉદ્દેશ થોડાં ખાતાંની જવાબદારી લઈ, તે ખાતાંને તમારે હાલના અધિકારીઓ કરતાં વિશેષ કાબેલીઅતથી ચલાવવાં જોઈએ. આ રીતે શરૂઆત થાય તો ઘણાં ખાતાં તમે સારી રીતે ચલાવી શકશો, ને જેમ તમારી કુશલતામાં તમારો ભરોસો વધતો જાય ને વધારે ખાતાં તમો ઉત્તમ રીતે ચલાવી શકો, તેમ મીનીસ્ટરના (પ્રધાન ) ટ્રાન્સફર (પરાયત્ત) ખાતાનો વધારો મેળવવો તેમાં તમારી કાર્યકુશળતાની કદર થશે. તમારામાં ખાતાં ચલાવી શકે તેવા માણસોનો દિનપરદિન વધારો થશે, અને તમો ખાતાં ચલાવવા અશકત છો એવો તમારા કામ સબંધમાં કોઇ દોષ મુકી શકશે નહિં. આ ઉદ્દેશ માટે તમને એ પણ જરૂરનું છે કે જ્યારે તમારે ચુંટણીમાં ભાગ લેવાનો પ્રસંગ આવે, ત્યારે કાર્યદક્ષ, વિચારશીલ, અને ઉંચી ચાલ ચલકતવાળા માણસોને તમારી પસંદગી આપવી. કે જેથી તે માણસને માથે ગમે તે પ્રકારની જવાબદારી આવી પડે તે જવાબદારીનું કામ તે ઉત્તમ રીતે બજાવી શકે.

૨૨. વળી રીપોર્ટની યોજનામાં અમુક બીલ પાસ કરવું કે નહિં, અમુક કલમ બીલમાં દાખલ કરવી કે નહિં, આ બાબતમાં મીનીસ્ટર (પ્રધાન અને ગવર્નર વચ્ચે તકરાર પડે તો પ્રથમ ગવર્નરને મીનીસ્ટરે (પ્રધાનને) વિનંતિ કરવી કે, એ તકરાર હિંદુસ્તાન સરકારને રીફર કરવી. (જણાવવી.) તે મુજબ તે રીફર કરશે. (જણાવ) અને તે મુજબ ગવર્નર જનરલ જે ઠરાવ કરે

તે આખરનો ગણાશે. પણ જો ગવર્નર તે મુજબ ચીફર કરે નહિ પણ એવું સર્ટીફીકેટ આપે કે રીઝર્વ સબજેકટ (સ્વાય-ત વિષય) સંબંધનું બીલ પ્રાંતની શાંતિની તેમની જવાબદારી બજાવવા માટે અથવા રીઝર્વ સબજેકટની (સ્વાય-ત વિષય ) જવાબદારી, જે તેમને માથે છે તે માટે જરૂરનું છે, તો પછી એ બીલની તકરાર આખી કાઉંન્સીલ ( સભા ) આગળ મુકવામાં આવે, તો તે કાઉન્સીલની ગ્રાન્ડ કમિટિ આગળ રજુ કરવામાં આવશે. એ ગ્રાન્ડ કમિટિમાં આશરે કાઉન્સીલના મેમ્બર પૈકી ૪૦–૫૦ ટકા રાખવા. ગવર્નર પોતાને બાતલ કરી કાઉન્સીલના મેમ્બર પૈકી અડધ કરતાં સહેજ વધારે નીમી શકશે, અને એ નીમણુંકમાં ૨/૩ કરતાં વધારે ઓફીસીયલ ( અમલદારો ) નીમી શકશે નહિ, અને બાકીના કેટલાક ઈલેકટેડ મેમ્બરો ( ચુંટાયલા સભ્યો ) પોતાનામાંથી નીમશે ચાલીસ મેમ્બરની ગ્રાન્ડ કમિટિમાં ૧૪ ઓફીસીયલને ( અમલદારો ) દાખલ કરી શકાય. એ બીલની ગ્રાન્ડ કમિટિ આગળની તકરાર ચલાવવા વખતની હદ મુકરર કરવી, અને તે વખત વિત્યાથી બીલ એની મેળે પાસ થયેલું ગણાશે.

૨૩. હિંદુસ્તાન સરકારની કાયદા બાંધનારી મંડળીનું હાલનું ચાલુ બંધારણ નીચે મુજબ છે. એમાં ૬૮ સભાસદો છે. એ ૬૮ પૈકી ૨૭ સભાસદો ચુંટાયલા છે. બાકીના સભાસદો પૈકી ૭ હોદાની રૂએ, ૧ જે પ્રાંતમાં કાઉન્સીલ ભરી હોય તે પ્રાંતનો ગવર્નર અથવા મુખ્ય અધિકારી અને ૩૩ નીમાયલા સભાસદો જેમાંથી ૨૮ કરતાં વધારે સરકારી નોકરી પૈકીના હોવા જોઇએ નહિ.

૨૪. નવી હિંદુસ્થાન સરકારની કાયદા બાંધનારી કાઉન્સીલનુ ( સભાનુ ) બંધારણ ૧૨૧ સભાસદોનું સુચવેલું છે. તે પૈકી

| | |
|---|---|
| ચુંટાયલા | ૮૦ |
| માઈનોરીટીના ( નાની કોમના ) પ્રતિનિધિ દાખલ નોમીનેટ થયેલા ( નીમાયલા ) | ૧૪ |
| હોદાની રૂએ. | ૭ |
| સાધારણ નીમાયલા | ૧૯ |
| | ૧૨૦ |
| અને ગવર્નર જનરલ સાથે | ૧૨૧ |

એ કાઉન્સીલના ( સભાના ) ૩૬ ચુંટાયલા નોનમોસલેમ પ્રતિનિધિ, ૭ મદ્રાસના, ૬ દરેક યુનાઈટેડ પ્રોવિન્સીસ, ( સંયુક્ત પ્રાંતો ) બીહાર અને ઓરીસાના, ૫ બંગાળાના, ૪ મુંબાઈના, ૩ સેંટ્રલ પ્રોવીન્સીસ. ( મધ્ય પ્રાંતો )

૨૪ પંજાબના, એક એક આસામ તથા દીલ્હીનો, ૧૯ આસામી મુસલમાન પૈકી, જમીનદાર પૈકી ૧૦, નોન મોસલેમ ૫, મુસલેમ પૈકી ૪ અને શીખ પૈકી ૧ અને ચાર બેઠક બરાર માટે રીઝવડ ( અનામત ) રાખેલી છે, ૭ બેઠક અંગરેજ વ્યાપારીના હિતૈષીઓની અને ચાર બેઠક હિંદી વ્યાપારીઓના હિતૈષીઓની છે.

૨૫ જે બીલો ગવર્નર જનરલ ઈન કાઉન્સીલને પસાર કરવા જરૂરના લાગે, તે માટે નીચે મુજબ ગોઠવણ જોઈંટ ( સંયુકત ) રિપોર્ટમાં બતાવેલી છે. એક કાઉન્સીલ ઓફ સ્ટેટ નામની કાયદા બનાવવાની સંસ્થા સ્થાપવી. આ સંસ્થામાં ગવર્નર સિવાય ૫૦ મેમ્બર રાખવા. આ સંસ્થામાં ૨૫ કરતાં વધારે ઓફીસીયલ (અમલદારો) રાખવા નહિ, તે ઉપરાંત ગવર્નર જનરલ ૪ નોન ઓફીસીયલને આ સંસ્થામાં દાખલ કરી શકશે. ઓફીસીયલ મેમ્બર લેજીસ્લેટીવ એસેમ્બલી ( ધારાસભા ) તથા કાઉન્સીલ ઓફ સ્ટેટમાં બેઉ જગાએ એકી વખતે નીમાઇ શકશે. ઇલેકટેડ ( ચુંટાયલા ) મેંબરમાંથી નીમાયો હશે ત્યાંથી તેની જગા તેને ખાલી કરવી પડશે. કાઉન્સીલ ઓફ સ્ટેટમાં ૨૧ ઇલેકટેડ (ચુંટાયલા) મેમ્બર દાખલ કરવામાં આવશે તે પૈકી બરમા; સેંટલપ્રોવીન્સીસ (મધ્યપ્રાંતો )અને આસામના ઇલેકટેડ ( ચુંટાયલા ) મેમ્બર એકેક મેમ્બર મોકલશે, અને બાકીના છ પ્રાંતો ઇલેકટેડ ( ચુંટાયલા ) બે બે મેંબર મોકલી શકશે. બાકી છ મેમ્બર મુસલમાન જમીનદાર વર્ગમાંથી, ચેમ્બર ઓફ કોમર્સમાંથી, ઇલેકટ કરવામાં ( ચુંટવામાં આવશે. હિંદુસ્થાન સરકાર તરફથી કાયદા કરવાના કામની નીચે મુજબ વ્યવસ્થા થશે. સરકારી બીલ લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ( ધારાસભામાં ) દાખલ કરી રીતસરને રસ્તે આગળ ચલાવવામાં આવશે. પછી એ કાઉન્સીલ ઓફ સ્ટેટ આગળ રજુ કરવામાં આવશે. એ બીલમાં ફેરફાર કરવાનો કાઉન્સીલ ઓફ સ્ટેટને અધિકાર છે, અને એમાં કાઉન્સીલ એવો સુધારો કરે, કે જે લેજીસ્લેટીવ એસેમ્બલી ( ધારાસભા ) કબુલ કરે નહિ, અને ગવર્નર જનરલ એવી રીતનું સર્ટીફિકેટ આપે કે શાંત, સારી વ્યવસ્થા, અને રાજ્ય વહેવારને માટે એ સુધારો જરૂરનો છે, તો લેજીસ્લેટીવ એસેમ્બલી ના જોઇંટ સેશન્સમાં ( ધારાસભાની સંયુકત બેઠકમાં ) તે સુધારો કાયમ રાખવામાં આવશે, તેમાં ફેરફાર કરવાની સત્તા રહેશે નહિ.

૨૬ ઉપર મુજબ નવી સસ્થાઓ બનાવવામાં આવીછે. આપણા લોકો કબુલ કરે છે કે આપણા દેશમાં રીસ્પોન્સીબલ ગવર્મેન્ટ (જવાબદાર રાજય તંત્ર,) મળવા માટે આ સિવાય બીજો માર્ગ દેખાતો નથી, એટલે એ માર્ગમાં ચીકટપણું દેખાય છતાં, તેઓને આ સુધારાનું ધોરણ કબુલ કર્યા વગર બીજો માર્ગ રહેલો નથી.

તા ૧૩ મી એપ્રીલને દિવસે સીડીશીઅસ મીટીંગનો (રાજ્યદ્રોહીસભાઓનો) કાયદો અમૃતસરને લાગુ કરવામાં આવ્યો. અને તે બાબતની રીતસર જાહેરાત કહાડવામાં આવી હતી. એજ દિવસે બપોરના આશરે ૧૨-૪૦ ને સુમારે ખબર મળી કે જલીઅનવાળા બાગમાં તે દિવસે સાંજે ૪-૩૦ ને સુમારે એક મીટીંગ ( સભા ) મળનાર છે. જો કમાન્ડીંગ ઓફીસરને યોગ્ય લાગ્યું હોત તો તેને જલીઅનવાલા બાગનો પૂરેપુરો કબજો લેવાનો તથા તેની આસપાસ લશકરી હથીઆરબંધ માણુસોનો પહેરો રાખી લોકોને એકઠા થવાનુ બંધ રાખવાનો અવકાશ તથા સગવડ હતાં, પણ તે અમલદારે તેમ નકરતાં માણુસોને મોટા જથામાં એકઠા થવા દેવાનુ પસંદ કર્યું. જલીઆનવાળા બાગમાં લોકોની જમાવટ થઇ હતી, અને એક માણુસ ઉંચી જગા ઉપર ઉભો રહી ભાષણ કરતો હતો, તે વખતે મજકુર કમાન્ડીંગ ઓફીસર, પચાસ રાઈફલવાળા તથા ૪૦ કુકરીના હથીઆરવાળા તથા બે આર્મંર્ડકાર ( બખતરવાળી ગાડીઓ ) સાથે તેમના ઉપર હલ્લો કરવા નીકળ્યો. જનરલ હડસને ઇમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલ ( વડી ધારાસભા ) આગળ ભાષણ કર્યું તે મુજબ માણુસોને વેરાઇ જવાની ચેતવણી આપ્યા વગર અથવા તેઓ વેરાઇ જશે નહિ તો તેમના ઉપર ગોળી બહાર કરવામાં આવશે; એ રીતની ખબર આપ્યા સિવાય, એ ટોળા ઉપર એકદમ ગોળી બહાર કરવામાં આવ્યો હતો. ( શરમ, શરમ ) આ રમખાણુમાં ૩૦૧ માણુસો અમૃતસરમાં માર્યા ગયા, અને તે મધેનો મોટો ભાગ જલીઆનવાલા બાગના ગોળીબારમાં સુવેલો હતો. હથીઆર વગરનું શહેરીઓનું ટોળું આટલી ખુનરેજી વગર વીખેરી શકાય નહિ, તે મને નવાઇ જેવું લાગે છે. પંજાબની ખુનરેજી સબંધમાં ચોકસી ચલાવનાર કમિટિ નીમાઇ છે. કમિટિનું કામ આવા સખત ઉપાયો લેવાની શી જરૂરીઆત હતી તે તપાસી તેનો નિર્ણય કરવાનું છે.

૩૦ અમૃતસરમાં તા. ૧૦ મીએ જે બનાવો બન્યા તેની હકીકત તેજ દિવસે લાહોરમાં જઇ પહોંચી. મહાત્મા ગાંધીજીને પકડયા અને તેમને ઇન્ટર્ન કર્યાના સમાચારની ખબર મળી, તે દિવસે સાંજના ૬।। અને ૭ વાગ્યા વચ્ચે બજારમાં લોકોનાં ટોળે ટોળાં એકઠાં થયાં. ત્યાર પછી એ ભીડ અનારકલીના બજાર તરફ વળી. તે ટોળા તરફથી કાંઇ નુકશાન નહિ થવા છતાં, તથા એની અવસ્થા ગેરબંદોબસ્તની નહિ હોવા છતાં ડે૦ કમીશનરે, ચીડાઈને તેના ઉપર ગોળીબહાર કરવાનો હુકમ કર્યો. ત્યાર પછી એ ટોળું પાછું બંધાયું અને તેને વીખેરવા પાછા ગોળી બહાર કરવામાં આવ્યા. આ ટોળું થોડીવારમાં ગયું અને રાતના ૮।। વાગતાં લાહોરમાં પાછી શાંતિ આવી.

૩૧ તા. ૧૪ મી એપ્રીલને દિવસે લાહોરના આગેવાનોમાંના લાલા હરકીશનલાલ, રામભજ દત્ત ચોધરી અને દુનિચંદને પકડી દુર મોકલવામાં આવ્યા. (શરમ)તા. ૧૪મીને દિવસે લાહોરમાં મારશ્યલ લો (લશકરી કાયદો) લાગુ કરવામાં આવ્યો. ( શરમ ) તેજ દિવસે ગુજરાનવાલામાં તોફાન થયું. તે તોફાન સમાવવા લાહોરથી એક એરોપ્લેન ( વીમાન ) મોકલવામાં આવ્યું, અને આ એરોપ્લેન ( વીમાન ) મારફતે ઘણા બોંબ ફેંકવામાં આવ્યા, ( શરમ ) અને તેમાં ઘણા માણસો માર્યા ગયા ( શરમ ) અને ઘણા ઘવાયા. ( શરમ )

૩૨. તા. ૧૭ મી એપ્રીલને દિવસે લાહોરમાં મારશ્યલ લો ( લશ્કરી કાયદા ) મુજબ દુકાનો ઉઘાડવામાં આવી. અને જાહેર કરવામાં આવ્યું કે દુકાનદાર માલ વેચશે નહિ અને કોઇ માણસ પોતાના હુન્નરની આવડતનો ઉપયોગ કરવા ના પાડશે તો તે કૃત્ય ગુન્હો ગણાશે. મારશ્યલ લો ( લશ્કરી કાયદા ) મુજબ કાઢેલા હુકમ તોડે તેને શિક્ષા કરવા માટે સંક્ષિપ્ત અધિકારની કોર્ટો ઉઘાડવામાં આવી.

૩૩. તા. ૧૭ મી એપ્રીલને દિવસે ૨૬ બીજા માણસોને લાહોર મધે પકડવામાં આવ્યા હતા. તેમાં "ટ્રીબ્યુન" પત્રના અધિપતિ મી. કે. એન. રાય પણ એક હતા, તથા તે પેપરના ટ્રસ્ટી મી. મનોહરલાલ બારીસ્ટર, "પ્રકાશના" એડીટર, "કૃષ્ણા-કરસના" માજી સબ એડીટર અબદુલ હઈ અને રામપ્રસાદ, જે ઘણા ઘરોના માલીક તથા મ્યુનિસિપાલ કમીશનર હતા, તેમને પણ પકડવામાં આવ્યા હતા. આ ૨૬ માણસો સીવાય બીજા માણસોને પણ તેજ દિવસે લાહોરમાં પકડવામાં આવ્યા હતા.

૩૪ લાહોરમા ભાવલપુરના રસ્તા ઉપર સનાતન ધર્મ કૉલેજનુ વિદ્યાર્થીઓને રહેવાનુ મકાન હતુ. તેની ભીંત ઉપર ચોડેલી નોટીસ કોઇએ ફાડી નાખેલી અથવા ઉખેડી નાંખેલી તે ઉપરથી તે મકાનમાં રહેનાર તમામ મરદ માણસોને કીલ્લામાં કેદ રાખવા માટે મોકલવામાં આવ્યા હતા. (શરમ) બીજા કેટલાએક વિદ્યાર્થીઓને લાહોર જંકશનના સ્ટેશન ઉપર રેલ્વે અધિકારીઓએ ટીકીટ આપવા ના કહેવાથી, બહારના એક સ્ટેશનથી આગગાડીમાં ચઢી બેઠા તેમને પણ પકડી કેદ કરવામાં આવ્યા હતા. (શરમ)

૩૫. તા૦ ૧૨મીને દિવસે કાસુરના તોફાન સંબંધમાં પકડેલા લોકો ઉપરાંત તા૦ ૧૭મીને દિવસે ધનપતરામ વકીલ તથા બીજા વીસ માણસને કેદ પકડી તેમને ચાલતા લાહોર મોકલવામાં આવ્યા હતા. (શરમ)

**૩૬. પંજાબમાં ૪ મારશલ લો (લશ્કરી કાયદાનાં) કમીશન નીમવામાં આવ્યાં હતાં** તેમની આગળ ૧૧૪ કેસ ચલાવવામાં આવ્યા હતા. આ પૈકી તેમાં ૫૮૧ માણુસો અને એક સ્ત્રી આરોપીને ગુનેગાર ઠરાવવામાં આવ્યા હતાં. આ પૈકી ૧૦૮ આરોપીઓને દેહાંત શિક્ષા કરવામાં આવી હતી, અને તે પૈકી ૧૮ માણુસોની દેહાંત શિક્ષાનો અમલ થઇ ગયો છે. બાકીના ૧૬ આરોપીની દેહાંત શિક્ષા ફેરવી તેમને દેશનીકાલની સજા કરી છે. ૨૫ કેસમાં દેહાંતની શિક્ષાને બદલે ૧૦ વરસની સખત કેદની સજા ઠરાવી છે. ૪૮ માણુસના કામમાં દેહાંત શિક્ષાને બદલે પાંચ વરસ કરતાં વધારે મુદતની કેદની સજા ફરમાવવામાં આવી છે. ૧૬૪ કેસમાં જે શિક્ષા ફરમાવેલી તેને બદલે પાંચ વરસની સખત મજુરીની શિક્ષા કરવામાં આવી છે.

૩૭. પંજાબમા જે હકીકત બની તે સંબંધમાં પંજાબના ઓફીસીયલો (અમલદારો) અને પ્રજા વચ્ચે એક બીજાથી વિરૂદ્ધ મતો છે. ઓફીશીયલ (અમલદારી) મત એવો છે કે પંજાબની પ્રજામાં રાજયના સીપાઇઓ અને રાજય તરફથી લડનાર લશ્કરનો મોટો ભાગ આવેલો છે, એ લોકની રાજભકિત ઓછી થાય એવી રીતની, રાજયના કાયદા ઉપર તથા રાજયના કૃત્ય સામે ટીકા થાય એમાં રાજયને હાની છે. માટે તે ટીકાઓ અટકાવવા માટે સખતમાં સખત પગલાં લેવાની ખરેખરી જરૂરીઆત હતી. પ્રજાનો મત એવો છે, કે રાજયના કાયદાઓ વાજબી કે ગેરવાજબી છે, રાજયના કૃત્યો ઘટતાં છે થવા અયોગ્ય છે, એની તપાસ કરવાનો તથા તેનું અયોગ્યપણુ કાયદાની હદમાં રહી યોગ્ય દાખલા દલીલથી બતાવવાનો તેમને સંપુર્ણ હક હતો, પણ તે જાતની છુટ ભોગવવા દેવાનુ સર માઇકલ ઓડવાયર જેવા લેફટેનન્ટ ગવર્નરને રૂચ્યુ નહિ. તેથી વકીલ બારીસ્ટરો જે સરકારના કાયદાની તથા રાજયના કૃત્યોની ખામીઓ સારી ઢબથી તથા સ્પષ્ટતાથી બતાવી શકે તેમના ઉપર ત્રાસ બેસાડવા, તથા તેમને ભયભીત બનાવી તેમના મોં બંધ કરવાની યોજના અમલમા મુકવા, અત્યંત સખતાઇના પગલાં લેવામાં આવ્યા હતા. લોકોના આગેવાન જેમના ઉપર લોકોનો ઘણો ભાવ અને ઘણી પ્રીતિ હતી, જેઓએ ઉત્તમ કેળવણીનો આ દેશમાં અને પરદેશમાં લાભ મેળવેલો હતો, જેઓ લોકોમાં ઘણા પ્રયિષ્ઠિત ગણાતા હતા, જેઓનુ જીવન બ્રિટિશ રાજયના સ્થાયીપણા ઉપર આધાર રાખતું હતું. આવા ઘણા માણસોને એકદમ કેદ પકડયા. તેમાંના ઘણા ઉપર મોટા મહત્વના ગુન્હાનાં તહોમત મુકવામાં આવ્યાં. તેમની ઉપર સખ્તાઇ ગુજરવાથી એ પ્રાંતના વકીલ બારીસ્ટરોએ પોતાના ધંધાની રીતે તેમને મદદ આપવા નાપાડી. તેઓ પોતાના બચાવ માટે નામાંકિત અને ઘણા અનુંભવવાળા અંગ્રેજી બારીસ્ટરને રોકવા

તૈયાર હતા, પણ ( બેરીસ્ટરોને ) તેમને એ પ્રાંતમાં દાખલ થવાની મનાઇ કરવામાં આવી, અને ઘણી સખત સજાઓ કરવામાં આવી. એ કારણોને લોકોની દલીલો કેટલેક દરજ્જે ટેકો આપે છે. પણ આ કામ માટે ખરા નિશ્ચય ઉપર આવવા આપણી પાસે હાલ પુરતાં સાધનો નથી, અને એ હકીકતનો વિચાર કરવા માટે કમિટી નીમાયલી છે, તેથી એ વિષે હાલ વધારે વિવેચન આ જગાએ કરવાની જરૂર નથી.

૩૮. પંજાબ સરકાર તરફથી જે સખ્તાઈના કૃત્ય થયાં તેની જવાબદારી પોતાને માથે છે એમ હિંદુસ્થાનની સરકાર કબુલ કરે છે. એ કૃત્યોના વાજબીપણા માટે ચોકસી કરવી એ હિંદુસ્થાન સરકારને યોગ્ય લાગ્યું, ત્યારે તેમને ઘટતું હતું કે તે ચોકસી માટે રોયલ કમીશન નીમાવવા તજવીજ કરવી જોઈતી હતી. આ પ્રમાણે થયું નહિ એ શોચનિય છે. પણ હવે રોયલ કમીશન માગવાનો વખત રહેલો નથી, પણ જે કમિટી નિમાઇ છે તે કાબેલીઅતથી અને નિષ્પક્ષપાતપણે કામ કરશે એવી આશા રાખવા આપણને પૂરતાં કારણો છે. એ કમિટિના પ્રેસીડંટ લોર્ડ હંટર પોતાના કાયદાના જ્ઞાનને લીધે તથા બારીસ્ટર દાખલ ઘણી ઉંચી આબરૂ ભોગવે છે. વળી તેઓ ઘણા દીર્ઘ દ્રષ્ટીવાળા અને સ્વતંત્ર વિચારવાળા અધિકારી છે. એ કમિટિમાં સર ચીમનલાલ સેતલવડ આપણા પ્રાંતમાંથી નીમાયલા છે. તેમના સ્વતંત્રપણા તથા ખરૂં શોધી કાઢવાની શકિત માટે જે તેમને સારી રીતે ઓળખે છે તેમના મનમાં સંપુર્ણ ભરોસો છે. બીજા કમિટિના દેશી મેમ્બર પંડિત જગત નારાયણ તથા સાહેબજાદા અહમદખાન છે. એ બે સાહેબોને માટે આ પ્રાંતમાં ઘણી માહીતગારી નથી એ વાત ખરી છે, પણ આખા દેશમાં જે તેમને સારી રીતે ઓળખે છે, જેઓ તેમના પ્રસંગમાં આવેલા છે, તેમનો તેમની કાબેલીયત તથા સ્વતંત્રતા વિશે ઉંચો અભિપ્રાય છે. આ કમિટિ બેઉ બાજુના પુરાવા ઘણી ધીરજ અને ગંભીરતાથી સાંભળશે, અને તેઓ નિષ્પક્ષપાતપણે પોતાનું અઘરૂં કામ બજાવશે એવી આપણે આશા રાખીએ છીએ.

૩૯ ઇમ્પીરીયલ કાઉન્સીલની ( વડી ધારા સભાની ) છેલ્લી બેઠકમાં આ હુલ્લડો સબંધમાં " ઇનડેમનીટી એકટ " (પાપવિમોચન કાયદો) પાસ કરવામાં આવ્યો છે. હુલ્લડો થયાને ઘણી મુદત થઇ ગઈ હતી. ચોકસી માટે કમિટિ નીમાઈ ગઇ હતી. તે કમિટિ પોતાનું કામ થોડા વખતમાં શરૂ કરે એવી વકી છે, માટે તે એકટ ( કાયદો ) હાલ પસાર નહિ કરતાં, કાયદાનાં પગલાં ભરવાનું મુલતવી રાખવાનો એક એકટ ( કાયદો ) પસાર કરવામાં આવ્યો હોત તો પ્રજાને વિશેષ સંતોષ થાત.

આ ", ઈન્ડેમ્નીટી એકટમાં " એક કલમ દાખલ કરવામાં આવી તે હિંદુસ્તાનની પ્રજાને ઘણી ગેરવાજબી જણાય છે; જે સબંધમાં હિંદુસ્થાનના ખાસ કાયદા હોતા નથી તેમાં ઇંગ્લંડના કાયદાનો આધાર લેવામાં આવે છે. ઇંગ્લાંડના કાયદા મુજબ જ્યારે કોઇ જગાને મારશલ લો ( લશકરી કાયદા ) નીચે મુકવામાં આવે છે, ત્યારે જે માણસો પોતાના ઉપરીના હુકમ મુજબ શુદ્ધ બુદ્ધિથી વર્તે છે તેને માથે દિવાની અથવા ફોજદારી જવાબદારી પડતી નથી. પણ જે માણસો પોતાના ઉપરીના હુકમના ઉપર પોતાનો બચાવ રાખે છે, તેને તેનું વર્તન હુકમથી અધિક નહોતું અને શુદ્ધ બુદ્ધિવાળું હતું, એ સાબીત કરવાનો સખત બોજો તે માણસને માથે રાખવામાં આવે છે. એટલે પુરાવાના બોજાની વાત ધ્યાનમાં રાખી, ઇનસાફની કોર્ટ તે બાબતનો નિર્ણય કરે છે. પણ અહીંઆનો નવો એકટ ( કાયદો ) આ નિયમને અનુસરી ઘડવામાં આવેલો નથી. આ એકટ ( કાયદો ) મુજબ જે માણસ વિરૂદ્ધ કામ ચાલતું હોય તે સરકારના સેક્રેટરીનું સર્ટિફીકેટ રજુ કરે કે આ માણસે હુકમને અનુસરીને અને તેના અધિકારની અંદર રહી શુધબુદ્ધિથી કર્યું છે, તો પછી પુરાવાનો બોજો હુકમ બજાવનારને માથેથી ઉતારી કામ ચલાવનારના માથા ઉપર આવી પડશે ન્યાયની કોર્ટને બદલે એકઝીકયુટીવ ઓફીસરના ( કારોબારી અમલદારના) અભિપ્રાય મુજબ ઇનસાફને દોરવવાની તજવીજ કરી છે. મારશલ લૉ ( લશ્કરી કાયદો ) લાગુ કરવાથી સતાની જવાબદારી અંગરેજી કોર્ટના ધોરણ ઉપર રાખી હોત તો હિંદિ પ્રજાને સખ્ત અસંતોષ માનવાનું કારણ ઓછું થાત.

૪૦ હવે આપણે આપણા નજદિકના પ્રદેશમાં આવીએ. હુલ્લડો સબંધમાં ગુજરાતમાં જે હકીકત બની તથા તેને લગતું ગુજરાતની પ્રજા સાથે સરકારે કેવી રીતે વર્તન ચલાવ્યું તેનો થોડો વિચાર કરીશું. નડિયાદ ખેડા જીલ્લાનું મુખ્ય શહેર છે, એમાં મુખ્ય વસ્તિ વાણીઆ તથા પાટીદાર લોકોની છે. તા. ૧૦મી એપ્રીલને દિવસે અમદાવાદ તથા વીરમગામમાં ભારે હુલડ થયાં અને તેમાં જાન માલનુ ઘણું નુકશાન થયું. અમદાવાદ જેવા મોટા શહેરમાં હુલડો થવાથી નડિયાદની પ્રજાની લાગણી ઘણી ઉશ્કેરાયલી હતી. નડિયાદના આગેવાનોએ તે વખતે સુલેહ જાળવવા માટે ઘણો પ્રયત્ન કર્યો. તેનો પ્રયત્ન સફળ નીવડયો, અને ખરે ખરા જોખમના દિવસો ઘણી શાંતીથી પસાર થયા હતા. આ બાબતમાં ખેડા જીલ્લાના કલેકટર અને ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે નડિયાદની મ્યુનીસિપાલિટીના પ્રેસીડંટ ઉપર તા. ૨૧ મી એપ્રીલ ૧૯૧૯ ને દિવસે કાગળ લખી તેમના પ્રયત્નની નીચે મુજબ કદર કરેલી હતી.

" નડિયાદની મ્યુનિસિપાલ બોર્ડ જે તે શહેરની વસ્તિના પ્રતિનિધીયો છે તેમણે મુશ્કેલી અને ઉશ્કેરણીના દિવસો, જેનો હવે અંત આવેલો છે, તે દિવસોમાં કાયદા અને શાંતિનું માન રાખ્યું તેની હું કદર કરૂં છું, તે તેમને જણાવવાની હું રજા લઉં છું. જે આગેવાનોએ પોતાના વજનનો મોભો, શાંતિ જાળવવામાં વાપર્યો તેમને ખાસ રીતે ઉપકાર ઘટે છે "

૪૧ તા. ૧૧ મી એપ્રીલની રાતના મોડે વખતે અને તા. ૧૨ મીના સવાર પહેલાં થોડા બદમાસોએ રેલવેના પાટા ઉખેડી નાખ્યા. આ કૃત્ય સંબંધમાં કલેકટર સાહેબે જે લખાણ તે પત્રમાં કર્યું તેની મતલબ નીચે મુજબ છે. આ કૃત્યની જવાબદારી તેઓ બીજી જગા ઉપર ચોકસ રીતે નાખી શકે ત્યાં સુધી તેમને માથે રહે છે. આ ગુન્હા સંબંધમાં નડિયાદના લોકો ભવિષ્યની વર્તણુંક સરકાર તેમના ઉપર જવાબદારી નાખવાની બાબતમાં વિચારમાં લેશે માટે તેમની જાહેરમાં વર્તણુંક કેવી છે એ ખુલ્લી રીતે બતાવવાની તક આપવામાં આવે છે. આખા વર્ગની જવાબદારીનો અમલ કરવામાં દોષવાનની સાથે નિર્દોષ માણસોને ખમવું પડે છે. અને નિર્દોષને ખમવું નહિં પડે એ મુજબ હું મારો પ્રયત્ન કરીશ.

૪૨ કલેકટર સાહેબની સુચના મુજબ કાંઈ પણ ઢીલ કર્યા વીના નડિયાદ મ્યુનિસિપાલિટિની જનરલ મીટીંગ તા. ૨૭ મી એપ્રીલને દિવસે ભરવામાં આવી, અને તે મીટીંગમાં તેમણે નીચેની મતલબના ઠરાવો સર્વાનુંમતે પસાર કર્યા.

( ૧ ) જુદી જુદી જગાએ ઉશ્કેરણીએ ચડેલા લોકોએ જબરજસ્તી વાપરી બીજા માણસોની જાત અને મીલકતને નુકસાન કર્યું. તે બનાવને આ બોર્ડ, નડીઆદની પ્રજાના પ્રતિનિધીયો દાખલ અંતઃકરણ પુર્વક નાપસંદ કરે છે અને તે સામે પોતાનો તિરસ્કાર બતાવે છે.

( ૨ ) બી, બી. સી. આઇ. રેલવેના પરમેનંટ વે ( કાયમના રસ્તા ) ને નુકશાન કરવાના સખત ગુન્હાની સામે આ બોર્ડ અત્યંત ધીક્કાર ઘણી મજબુતાઇથી પ્રદર્શિત કરે છે, અને આવો બનાવ નડિયાદની હદમાં બનવા પામ્યો, તેને માટે તેઓ પોતાની દીલગીરી બતાવે છે. અમુક દિશામાં એ ગુનાહની જવાબદારી છે, એ સબંધમાં બોર્ડ પાસે કોઇ પણ રીતની માહીતી નથી. પણ એ ગુનાહની શોધ માટે પોતાની પાસે જે જે સાધનો છે તે સાધનોથી સરકારને બધી પ્રકારે મદદ આપવા બોર્ડ તૈયાર છે. ઉપર પ્રમાણે ઠરાવો પાસ કરી જે માણસો ગુનેગાર છે તેને શોધી કહાડી તેમને ઇનસાફે પહોંચાડે તેને ઇનામ દાખલ

આપવા રૂ. ૫૦૦ ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને મોકલવા મ્યુનિસિપલ બોર્ડે વધુ ઠરાવ કર્યો.

૪૩ કલેકટર તથા ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ તરફ પ્રેસીડંટે ઉપરના ઠરાવો પોતાના પત્ર સાથે મોકલ્યા, અને તેમણે તેની પહોંચ ઉપકાર સાથે કબુલ કરી.

૪૪ સરકારે નડીયાદની ઉપર એક સબ ઇન્સપેકટર તથા ૪ હેડ કોન્સ્ટેબલ તથા ૪ કોન્સ્ટેબલનું એક થાણું બેસાડયું, અને તેનો ખરચ દર વરસનો આશરે રૂ. ૧૯૦૦૦ નો થાય તે નડિયાદના વાણીયા તથા પાટીદારો પાસેથી લેવાનું ઠરાવ્યું. બારેજડી તથા નાંદોલમાં ૩ હેડ કોન્સ્ટેબલ તથા ૧૫ પોલીસનું થાણું રાખ્યું. એના ખરચના રૂ. ૬૦૦૦ કરતાં વધારે છે. ને તે ખર્ચ બે ગામોના જમીનદારો ઉપર નાખવામાં આવ્યો છે.

૪૫ જે કારણથી સરકારે વધારાની પોલીસ નડિયાદમાં મુકવાનું અને તેનો ખર્ચ તે ગામના પાટીદાર તથા વાણીયાઓને માથે નાખવાનું ઠરાવ્યુ છે તે નીચે મુજબઃ—

( ૧ ) વાણીયા તથા પાટીદાર તરફથી લશ્કરની ટ્રેન ડીરેલ ( પાટાપરથી ઉતરી પડી ) કરવાનું કામ થયું.

( ૨ ) નડિયાદની સીમમાં ગુન્હો થયો.

( ૩ ) નડિઆદમાં હોમરૂલ લીગની ઓફીસ છે, અને હોમરૂલ લીગના પ્રયત્નને લીધે સરકારના અધિકારીઓની સત્તા કમી થઇ છે.

( ૪ ) સત્યાગ્રહની હીલચાલ ખેડામાં ચાલી, તેનું આ ડીરેલમેન્ટ ( પાટા ઉખેડવાનું કામ ) પરિણામ છે.

૪૬ મારા વિચારમાં નડિયાદમાં વધારાની પોલિસ દાખલ કરવાનું કાંઇ યોગ્ય કારણ નથી. ૧૦ મી એપ્રીલની લગભગ આખો મુલક ઘણી ઉશ્કેરાયલી હાલતમાં હતો. તે ઉશ્કેરાયલી હાલતમાં થોડા ખોટે રસ્તે દોરવાયલાં માણસો કાંઇ ખોટું કામ કરે તો તે સ્થિતિ મટી ગયા પછી અસલ મુજબ વહેવાર નહિ ચાલે, એમ માનવાને કારણ રહેતું નથી. જે અપકૃત્ય થયું તેમાં નડિયાદની વસ્તિના પ્રમાણમાં જુજમાણસો હોવા જોઈએ. એ અપકૃત્ય વસ્તીનો મોટો ભાગ ઊંઘી ગયલો હતો એવે મોડે વખતે થયેલું છે. એટલે બીજા માણસોને એ બનાવની માહીતી

હતી અથવા બીજા માણુસો તે બનાવની માહીતી આપવા પાછળ પડયા એ અનુમાન ચોગ્ય રીતે થઈ શકતું નથી. હોમરૂલ લીગની હીલચાલ સરકાર વિરૂદ્ધની ગણવી નજોઇએ. જે લોકોની પાસેથી વેઠ લેવા દે નહિ, તે લોકોને માહીતી આપે કે સરકારી અમલદારે તેમને વેચેલા માલની પુરેપુરી કીંમત આપવી જોઈએ, જે નાના અધિકારીઓના જુલમથી ગરીબ માણુસોને બચાવવા તજવીજ કરે, એવા લોકોના કૃત્ય કેટલાએક દરજ્જાના સરકારી નોકરોને ગમે નહિ તે ઉઘાડું છે. પણ એ માણુસોએ જેવી સેવા બજાવી છે, ને તે જેટલી રીતે પ્રજાને લાભકારી છે તેથી ઓછી સરકારને લાભકારી નથી. વળી હોમરૂલની હીલચાલ• કોઇ રીતના કાયદાના ફરમાન વિરૂદ્ધ નથી, (તાળીઓ સાંભળો) એટલે એથી એને ડીરેલમેન્ટયા પાટા ઉખેડવાના કૃત્ય સાથે સામેલ કરી એ નયાયયુકત નથી. વળી આવા સખ્તાઈના વખતમાં લોકોના ઉપર ભારે કરને બોજો પડવાથી તેમના મનની અશાંતિ થોડા વખતમાં શમશે નહિ, પણ તેમાં વધારો થશે. પાટીદારોનો મોટો વર્ગ ખેતીનું કામ કરનાર છે. ખડુતો કરજ બહાર રહે તેવી એક તરફથી સરકારની ઈચ્છા છે. આ કરથી ગરીબ ખેડુત ઉપર કેટલે દરજ્જે સખ્તાઇ ગુજરશે તથા તેઓ દુઃખ પામશે. અને વળી થોડા માણુસની ગેરવર્તણુંકને લીધે ઘણા માણુસોને સજા ભોગવવી પડે એ ન્યાતયુકત નથી. જેવા સંજોગો મધે કોમ્યુનલ (કોમી) જવાબદારી નાંખવી ચોગ્ય થાય એવા સંજોગો આ કામમાં નથી. નડિયાદના પાટીદાર અથવા વાણીઆઓએ એ પાટા ઉખેડયા એમ માનવા કાંઇ કારણુ નથી. જે પાટીદારને એ તહોમત માટે ટ્રીબ્યુનલ રૂબરૂ ચોકસી માટે રજુ કર્યા હતા, તેમનો પુરાવો ટીબ્યુનલને ભરોસાલાયક લાગ્યો. અને અંત્યંત શોચનીય વાત એ છે કે હરવખતે નડિયાદના આગેવાનોએ પ્રત્યક્ષ સુલેહ જાળવવા પ્રયત્ન કરેલો તે વાત બાજુ ઉપર રાખી, કેટલાએક સરકારી અમલદારોએ કેટલાક પાયા વગરના વહેમોનું અનુમાન કરેલુ તે વહેમો તરફ સરકારનું મન દોરવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ બધી દલીલો જોતાં મહેરબાન મુંબઇના ગવર્નર સાહેબ જેઓ ઘણી લાંબી નજરવાળા છે તેઓ પોતાની સરકારના હુકમો ફેરવશે એવી આશા રહે છે. બારેજડી જેવા નાના ગામમાં નાના ખેડુતને માથે ભારે સખતાઈ પડે છે, તેનો વિચાર કરી સરકાર પોતાના હુકમો ફેરવશે એવી ઉમેદ છે.

૪૬. અ. વીરમગામના લોકો તરફથી તા, ૧૨ મી એપ્રીલને દિવસે મીલકતનું નુકશાન થયું તથા મોત તથા મહા વ્યથાના ગુનહા થયા તે નુકસાનની રકમ અમદાવાદના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે રૂા. ૨૧૬૭૩૯–૬–૧ આકારેલી છે. તે મધે રૂ. ૪૨૦૦૦ નીચે મુજબ વસુલ કરવા કલેકટર સાહેબે ઠરાવ કર્યો છે.

**હાઉસટેકસના રૂપમાં મ્યુનિસિપલિટિ ટેકસ મુકે તેમાંથી વસુલ કરવાના રૂા. ૩૪૩૧૨.**

**તમામ મીલમજુરો પાસેથી એક અઠવાડીઆના પગાર જેટલી રકમ વસુલ કરવી. રૂા, ૫૦૦૦.**

**અને ૧૯૧૮-૧૯ની ઇનકમટેકસની આકારણીની રકમ ઉપર સેંકડે પચાસ ટકા વધારવા. તે એવી રીતે કે એમાંથી બાર હજાર છસો અઠયાસીની રકમ વસુલ થાય. આ ટેકસના બોજામાંથી નીચેના આસામીઓને મુકત કર્યા છે,**

**૧ સરકારી નોકર** ૨ રેલ્વેના નોકરો

૩ મુંબઇ બેંકના નોકર ૪ યુરોપીઅન

**૫ જેમના કેસ સખતાઇવાળા અથવા અપવાદ સરખા છે એમ ગણી જે માણસોને ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ માફી આપે તે.**

૪૬ બ અમદાવાદ મધ્યે તા, ૧૦, ૧૧, ૧૨ને દિવસે હુલડ થયું તેમાં જે મીલકતનું નુકશાન થયું તથા જાન ગયા તથા મહાન વયથા થઇ તેમાંથી **નુકસાની** થયાનો અડસટ્ટો અમદાવાદના ડિસ્ત્રીકટ માજીસ્ત્રેટ રૂા, ૯૫૪૭૭૧-૬-૧ **કરે છે** અને તે મધેના રૂા. ૮૮૬૬૦૦ નીચે મુજબ **વસુલ** કરવાનું ફરમાવે છે,

સાધારણ ફરજીઆત મ્યુનિસિપાલ વોટરટેકસની (પાણીવેરા) રકમ ત્રણ ગણી વધારી વસુલ કરવાના રૂા. ૪,૮૦,૦૦૦

**૧૯૧૯** ના સપ્ટેંબર માસમાં મ્યુનિસિપાલ હદમાં ચાલતા **મીલ** મજુરના **પગારમાંથી** રૂા. ૧,૭૬,૦૦૦

ઈનકમટેકસ આપનાર પાસેથી ૧૮૧૮-૧૯ નું ઇનકમટેક્ષ લેવાની આકારણી થઇ હોય તે ઉપરાંત ૧ વધારાના રૂા. ૨,૩૦,૦૦૦

આ ટેકસના બોજામાંથી નીચેના આશામીઓને મુક્ત કર્યાં છે.

૧ સરકારી નોકર
૨ રેલ્વેના નોકર
૩ મુંબાઈ બેંકના નોકર
૪ યુરોપીઅન.

૫ જેમના કેસ સખતાઈવાળા અથવા અપવાદ સરખા છે એમ ગણી જે માણસોને ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ માફી આપે તે.

૪૬. ક. વીરમગામ તથા અમદાવાદના લોકોના મોટા ભાગની હુલ્લડ કરનારની સાથે સામીલગીરી તથા દિલસોજી નહોતી. લોકોના મન ઉશ્કેરવાના ઘણા કારણ એકઠા થયેલાં હતાં. ઈનકમટેકસ ભરનારનો મોટો ભાગ તોફાનથી દુર રહેલો હતો. મીલ મજુરોએ એપ્રિલમાં નુકસાન કર્યું તેનો બદલો સપ્ટેંબરમાં કામ કરનાર પાસેથી લેવાનું ન્યાયયુક્ત નથી. તેમ આ કર નાખવાથી પ્રજાના અસંતોષની મુદત ઘણી લંબાશે, વિગેરે કારણોને લીધે નુકશાનીની રકમ બાબત વાંધો લેવાને પ્રજાને પુરતી તક ન હતી અને આંકડો અત્યંત ભારી છે. નુકશાનીની રકમ વસુલ કરવાના પગલાં યોગ્ય નથી. એમ ગુજરાતની તમામ પ્રજાનું માનવું છે.

હવે થોડા પરચુરણ વિષયો ઉપર મારા વિચાર જણાવવા માગું છું.

૪૭. આ જગાએ મારે ઘણી દિલગીરી સાથે નોંધ લેવી પડે છે કે રાજ્ય અને પ્રજા વચ્ચે જે ઉત્તમ પ્રીતભાવ હોવો જોઇએ, તે ભાવ ટકાવવા માટે જોઈતી કાળજી તથા પ્રયત્ન સરકાર તરફથી તથા પ્રજા તરફથી થતો નથી. આ લખવાની મારી મતલબ એવી નથી કે બ્રિટિશ તાજના ધારણ કરનારના સબંધમાં આપણી રાજ્યભક્તિ અને પુજ્યતાની લાગણીમાં કોઇ પ્રકારે કમીપણું આવ્યું છે. તેઓ પ્રત્યેના આપણા ભાવ અને પ્રીતિમાં જરાપણ ફેરફાર થયો નથી. બ્રિટિશ સ્ટેટસમેન ( મુસદીઓ ) તથા બ્રિટિશ પાર્લામેંટ પ્રતિનો આપણો ભરોસો ઓછો થયો નથી. બ્રિટિશ અધિકારીઓ જેમના હાથમાં આપણા રાજ્યની લગામ રહેલી છે તેમના સબંધમાં આપણો ભરોસો કાયમ રહેલો છે. રાજકીય વિષયોમાં હાલની પ્રજાની માહીતી દિનપરદિન વધતિ જાય છે. તેઓએ રાજકીય વિષયો ઉપર પોતાના સ્વતંત્ર વિચારો બાંધવાનું શરૂ કર્યું છે. તેઓ પોતાના મનના ઉભરા સ્વતંત્રતાથી કાઢે છે. રાજ્યના ધોરણમાં જે ખામીઓ છે તે શોધવામાં તેઓ તત્પર થયા છે. આવી રીતનો લોકના મનમાં ફેરફાર થાય તેથી રાજ્યના નેતાઓને દિલગીરીનું કાંઇ કારણ નથી. તેમણે આપણને કેળવણી આપી પોતાનો તથા બીજા અર્વાચીન તથા પ્રાચીન દેશનો ઇતિહાસ શિખવ્યો, તેનું આ સ્વાભાવિક પરિણામ છે. પણ આ વાત વચલા સ્થાનિક અધિકારીઓને ગમતી નથી. તેઓ માને છે કે લોકોના જ્ઞાનને વિચારશક્તિમાં ફેરફાર થયો નથી. તેઓ માને છે કે પહેલાની પેઠે લોકો ઘેટાની પેઠે હજી હાંકવાની સ્થિતિમાં રહેલા છે; અને અધિકારીઓના હુકોની હદના સબંધમાં પ્રજાને જે માહિતી આપવામાં આવે તેને તેઓ રાજ્ય વિરૂદ્ધનું કામ ગણે છે. આ કારણોથી રૈયતોના સબંધમાં અધિકારીઓની સહાનુભુતિ અને લાગણી ઓછી થઈ છે. તેઓ એમ માને છે કે

અમેજ પ્રજાના વિચાર તથા પ્રજાનું હિત સમજીએ છીએ, અને એમના જે અનુમાનો છે તેનું ખરાપણું કે ખોટાપણું શોધી કહાડવાની તજવીજ કરતા નથી. અને એમના વિચારની વિરૂદ્ધ જે હકીકત તથા દલીલો હોય તે સરકારને મુશ્કેલીમાં નાખનાર એજીટેટરની ( ચળવળીઆ ) બનાવટ છે એમ તેઓ માને છે. અને તે ધોરણ ઉપર પોતાના ઉપરીઓને દોરવાની તજવીજ કરે છે. આ કારણને લીધે પ્રજા અને રાજ્યના અધિકારીઓ ઘણી બાબતો સરખી નજરે જોઇ શકતા નથી. આ અધિકારીઓએ પોતાના જુના રસ્તા મુકી દેવા જોઇએ, અને પોતાના તરફથી પણ અધિરાપણું ઓછું કરવું જોઇએ. રાજ્ય કરનારના રસ્તામાં તેમને જે ગમે તે રીતે ફેરફાર તથા સુધારા કરવામાં કેટલા પ્રકારની નડતરો છે તેનો પ્રજા તરફથી પણ વિચાર કરવાનો છે.

૪૮ હિંદુસ્થાનની પ્રજામાં રાજ્યના સંબંધમાં અશાંતિ રહેવાનાં કેટલાએક કારણો ભેગા થયાં છે. આપણા મોસ્લેમ બંધુઓ પોતાના ધર્મની બાબતમાં કેટલા તીવ્ર લાગણીવાળા છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. તેઓમાં ખલીફાતનો સવાલ ઘણું મહત્વ ધરાવે છે. જે જગાઓને ધર્મની બાબતમાં આપણા ભાઇઓ ઘણીજ પવિત્ર ગણે છે, તે સંબંધમાં બીજા પોલીટીકલ કન્સીડરેશન્સ ( રાજકીય વિચારો ) દુર રાખવા જોઇએ. આ પવિત્ર જગાના કબજા તથા હવાલતની ગોઠવણ મુસલમાન પ્રજાના મત પ્રમાણે થવી જોઇએ. બ્રિટિશ સ્ટેટસમેનો (મુસદ્દીઓ) હિંદુસ્થાનની મુસલમાન પ્રજાની લાગણી સારી રીતે જાણે છે, અને આખર તેઓ એ સવાલનો નિર્ણય, મુસલમાન પ્રજાના મન ન દુખાય એ પ્રકારનો લાવશે એમ ધારવા આપણને સારાં કારણો છે.

૪૯ આ દેશના વતનીઓ પરદેશ વેપાર કરે છે, તેમના સબંધમાં દક્ષિણ આફ્રીકાનો સવાલ ઘણો મહત્વનો છે. જનરલ બોથા તથા જનરલ સ્મટસ અને મહાત્મા ગાંધિજી વચ્ચે એ સવાલ સબંધમાં જે નિરાકરણ થયલું છે, તેમાં હિંદી પ્રજાના કેટલાએક હકોનું સમાધાન લાવવા માટે મુકી દેવામાં આવ્યા છે. હિંદી પ્રજા તરફથી એ સમાધાનને ધોરણે હાલ નીકાલ થાય એ માગણી છે. હાલ આ સવાલો ઉભા થયા છે, તેની ચોકસી કમીશન મારફતે ચલાવવાની છે. આ કમીશનમાં એક હીંદી મેમ્બર વધે એવી આપણી માગણી છે, અને હિંદુસ્તાનની સરકાર પોતાના તરફની સત્તા વાપરી હિંદીઓના હકનું પુરતું રક્ષણ કરશે એવી ઉમેદ છે. ફીજીના લોકો તરફથી એમીગરેશનનું કામ બંધ ન રહે એવી કેટલીએક ખટપટ ચાલે છે. આપણા દેશના માણસો પરદેશ એગ્રીમેંટ હાબતે મજુરી કરવા જાય તેઓને ઘણાં હલકાં કામો કરવા પડે છે. તેમના ધણીઓ તેમને કેટલીએક શારીરીક શિક્ષાઓ કરવાની સત્તા ભોગવે છે, આપણા દેશની સ્ત્રીઓને

ઘણી નિર્લજ અવસ્થા ભોગવવી પડે છે, તેમની નિતિ જળવાઇ શકતી નથી. એ વિગેરે કારણોને લીધે એમીગ્રશનનું કામ બંધ કરવા હિંદુસ્તાનની સરકાર ધારે છે. ફીજીના લોકોની ખટપટથી એમીગ્રશન તદ્દન બંધ કરવાના ઠરાવમાં ફેરફાર થવો જોઇએ નહિ.

આ સંબંધમાં હું તમને ઘણી ખુશી સાથે જણાવું છું કે સીમલેથી તા. ૨૯ અકટોંબરનો તાર આવ્યો છે, કે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડિયાએ ( હીંદી પ્રધાને ) તારથી ખબર આપી છે કે જે માણસો એગ્રીમેંટ ( કરાર ) નીચે કામ કરે છે તે એ એસ્ટેટોના ( મીલકતો ) વહીવટમાં તા. ૧ લી જાનેવારી ૧૯૨૦ પહેલાં નીચે મુજબ ફેરફાર થાય નહિ તો તે મજુરો પોતાના કરારના બંધનમાંથી છુટી જશે.

( ૧ ) કોલસાના મથકોમાં કુલી લાઇન્સ નવી બાંધવી કે જેથી પરણેલા માણસોનો મલાજો તથા શરમ સચવાય. ( ૨ ) કોલસાના મથકો ઉપર તે સ્થળ ઉપર રહેનાર પુખત ઉમરની સ્ત્રીની દેખરેખ નીચે ઇસ્પીતાલો રાખવી. ( ૩ ) કામ કરનાર હિંદી સ્ત્રીના ટોળા ઉપર વગર પરણેલા જુવાન ઓવરસીયરને મુકવો નહીં ( ૪ ) ઇસ્પીતાલમાં પુખ્ત ઉમરની સ્ત્રી સુપ્રનિટેનડેનટ રાખવામાં આવી ન હોય તે ઇસપીતાલના ઉપરીપણા માટે કોઈ વગર પરણેલો જુવાન આસિસ્ટંટ રાખવો નહિ.

કોલોનીઝ ખાતાના સેક્રેટરી ઓફ સ્ટેટને જે એસ્ટેટો ( મીલકતો ) ઉપરની શરતોનો અમલ થયો હોય તો તે એસ્ટેટોના કરાર હિંદુસ્થાન તરફથી કાંઈ પણ બદલો મળ્યા વગર રદ કરવાનું વાજબી લાગતું નથી.

હિંદુસ્થાન સરકારે ફીજીમાં કામ કરનાર દરેક મજુરને છોડાવવા કેટલો ખરચ થશે તે તારથી પુછાવ્યું છે.

૫૦. આપણા દેશની ઉન્નતિને માટે ઉત્તમ પ્રકારની કેળવણીની ખરેખરી આવશ્યકતા છે. તેમાં તમો વેપારમાં પડશો, ઉદ્યોગ હુન્નરમાં દાખલ થશો, વિદ્વત્તાના ધંધામાં પેસશો કે સરકારી નોકરીમાં સામેલ થશો તો સર્વ જગાએ ઉંચી કેળવણીની દરેક રીતે તમને જરૂર પડશે. પબ્લીક (સાર્વજનીક) કામમાં તમારે તમારો વખત ગાળવો હોય તેમાં પણ ઉચી કેળવણી તમને જરૂરની થઈ પડશે. અને જે પ્રમાણમાં તમારી કેળવણી હશે તે પ્રમાણમાં તમને માન અને જશ મળશે. કેળવણીનો પાયો ઘણો લાંબો પહોળો વિસ્તારવાળો નીવડે એવો રચવો અને તેની ટોચ ઘણી ઉંચી લઇ જવી. જેમાં ઉંચી કેળવણી વધવી જોઇએ.

તે પ્રમાણમાં પ્રાથમિક શિક્ષણનાં સાધનોનો વધારો થવો જોઇએ. આપણા દેશમાં કેળવણીનો પ્રચાર એટલે દરજ્જે વધવો જોઇએ કે પ્રજાનો કોઇ ભાગ કેળવણીથી બેનસીબ રહે નહિ. આપણો દેશ સ્ત્રી કેળવણીમાં અત્યંત પછાત છે. છોકરાઓની કેળવણી તેના ભાવિષ્યના જીવનના સાધન માટે જરૂરની છે, એટલે એના ઉપર થોડું ધ્યાન અપાય છે, પણ છોકરીઓની કેળવણીની બાબતમાં અત્યંત બેપરવાઈ દેશમાં ચાલે છે. કેટલીએક સ્ત્રીઓના કુટુંબની સ્થિતિ એવી સારી હોય કે ધંધો રોજગાર કરી પૈસા પેદા કરવાની તેને જરૂર રહે નહી, તો પણ ઉંચી કેળવણી તેને ભુષણરૂપે ઓપશે, અને જનસમાજમાં ઉંચી કેળવણીથી માન પ્રતિષ્ઠા તેઓ મેળવી શકશે.

૫૧. વિદ્યાની કેળવણી કરતાં પણ આપણને આપણાં છોકરાંઓની ઉંચી ચાલનું બંધારણ બાંધવું તેના ઉપર હું વિશેષ વજન રાખું છું. તેઓ પ્રમાણિકપણે વર્તે અસત્ય અથવા અપ્રમાણિકપણાનું કામ કરે નહિ, પવિત્રપણાનું જીવન ગાળે એ ઉપર આપણે વિશેષ લક્ષ આપવું જોઇએ. આ સંબંધમાં તમે જોશો કે છોકરાઓ જુઠું બોલે તેની માબાપ બીલકુલ દરકાર રાખતા નથી. તેઓ ઉઘાડી રીતે છોકરાના દેખતાં અપ્રામાણિકપણા વિગેરે ખોટાં કામ કરે છે, એટલે છોકરાંઓ ઉપર સુચાલની છાપ પાડી શકતા નથી. છોકરા છોકરીઓ નિશાળે જાય તો તેઓના શિક્ષકોની રીતભાત તેમને વધારે ઉંચી દેખાતી નથી. ૧૫ રૂપીઆના પગારદારની પાસેથી ઉંચી નીતિની તમે શી આશા રાખી શકશો? આપણને કેટલી રીતે ઉંચી નીતિના માણસોની જરૂર પડે છે અને તે ન મળે માટે આપણને ઘણું નુકશાન વેઠવું પડે છે. પણ જે માણસો ઉપર તમે સંપૂર્ણ ભરોસો રાખી શકો એવા માણસો મળવા ઘણા મુશ્કેલ છે.

૫૨. આપણા દેશમાં ઉદ્યોગિક ઉન્નતિ વગર આપણી ઘણી ચઢતી થઇ શકશે નહીં. કુદરત આપણા હાથમાં નથી, એટલે ઘણા માણસ એકજ ઉદ્યોગમાં રોકાય તો એ ધંધો જ્યારે નબળી સ્થિતિમાં આવે ત્યારે બધાને સરખી રીતે ખમવું પડે છે. પણ માણસો જુદી જુદી જાતના ધંધા કરતા હોય તો બધા ધંધા એકી વખતે નબળી હાલતમાં આવે તેનો સંભવ રહેતો નથી. એટલે દેશનો મોટો ભાગ કેવળ ખેતીના ધંધાને અવલંબી રહે એમાં આપણા દેશનું હિત નથી.

૫૩. જ્યારે દેશમાં ઔદ્યોગિક કામ ઘણું વધશે, ત્યારે આપણને મજુરી કરનાર વર્ગની વધારે જરૂર પડશે. ઉદ્યોગના નફાનો મોટો ભાગ કારખાનાવાળા પોતે ખાઇ જાય અને મજુર વર્ગને જેટલો ઘટે તેટલો લાભ મળે નહિં, એ ઘણું દીલગીરી ભરેલું છે, પણ તે સાથે આપણો મજુર વર્ગ એરીશીઅંટ એટલે

સથકત બને તે આપણા ઉદ્યોગો માટે જરૂરનું છે. બીજી જગાએ જ્યાં એક મજુરથી કામ થાય તેટલું કામ કરવા માટે આપણા દેશમાં ત્રણ મજુરો વાપરવા પડે છે. કારખાનાના કામમાં પોતાનો તમામ વખત આપવાને બદલે મજુરો ઘણો વખત ફરવા હરવા તથા રસળવામાં કાઢે છે. આ રીતે જો માલ બનાવવામાં આપણને બીજા લોકો કરતાં વધારે ખરચ થાય તો પછી આપણે બીજા લોકોની સાથે હરીફાઈમાં શી રીતે ટકી શકીએ? માટે આપણા ઉદયોગની ચઢતી થવાને માટે એ જરૂરનું છે, કે આપણો મજુર વર્ગ પોતાનું આળસ તથા બેદરકારી ઓછાં કરી પોતાથી બની શકે તેટલું કામ કરવાની પોતાની હોંસમાં વધારો કરે.

૫૪. ઉદયોગને માટે આપણી પ્રજાને લાયક કરવા માટે ઉદયોગનાં કામ શિખવવા માટે જગા જગાએ શાખાઓ ખોલવી જોઈએ, એટલે થોડા વખતમાં તેઓ સારી પ્રવીણતા મેળવી શકે. સર્વ ઉદ્યોગ માટે ઉત્તમ રાસાયણિક સાયન્સના જ્ઞાનની તથા રીસર્ચની (સંશોધનની) જરૂર છે.

૫૫. નવા ઉદ્યોગો વધારવામાં આપણને પરદેશની હરીફાઈની મોટી ધાસ્તી રહે છે. તેઓ પોતાનો માલ હરીફાઇમાં સસ્તે ભાવે મુકે તો આપણે આપણા ઉદયોગો તેમની સામે ટકાવી શકીશું નહિ માટે આપણા દેશમાં ઉદયોગ વધારવા માટે તે ઉદયોગો પોતાને પગે ઉભા રહી શકે એવી સ્થિતિ ઉપર આવી શકે ત્યાં સુધી તેમની સામે હરીફાઇ કરી શકે એવા પાયા ઉપર યોગ્ય તારીફનું હાશુ ચુકવવા સરકાર તરફથી મદદ મળવાની માંગણી કરવી.

૫૬. બીજો મહત્વનો વિષય જેના ઉપર આપનું ધ્યાન ખેંચવા મને જરૂર લાગે છે તે આરોગ્યતા એટલે સેનીટેશનને લગતો છે. આ ઉપર આપણે ખાસ લક્ષ આપવા જેવું છે. યુરોપના શહેરોમાં વરસ દહાડાના મરણની સંખ્યાનું પ્રમાણ હજાર માણસે ૯–૧૦ અથવા તે લગભગ આવે છે. આ દેશમાં મરણનું પ્રમાણ સાધારણ રીતે તેથી ૪-૫ ગણું આવે છે. આપણામાં ઘણા મોતો થાય છે તેનું કારણ અજ્ઞાન, વહેમ, આરોગ્યતાના સાધારણ નિયમોનું ઉલ્લંઘન અને યોગ્ય વખતે કુશળ સારવારનો અભાવ છે. આપણે આપણા પ્રસુતિ સંબંધનો વહીવટ જુઓ. જે જગાએ હવા અજવાળું જોઈએ, તે જગાએ હવા અજવાળું બધી રીતે બંધ કરવામાં આવે છે. અને જે થોડી હવા રહે છે તે સગડીઓના ભડકાથી તથા માણસોના જમાવટથી બગાડવામાં આવે છે. વળી જે જગાએ સ્વચ્છતા જોઈએ ત્યાં સર્વ પ્રકારની મલિનતા તથા ભેજ એકઠો કરવામાં આવે છે. જ્યાં આરામ જોઈએ તે જગાએ વારેવારે ફરવા હરવાથી તથા ઘણું નહાવાથી તેને કષ્ટ આપવામાં આવે છે. તેની સારવાર કરનાર અભણમાં અભણ અને

મૂર્ખમાં મૂર્ખ હોય છે. આવાં કારણોથી ઘણી જુવાન સ્ત્રીઓનું અકાલ મરણ થાય છે, અથવા તે પાછળથી સખત રોગોથી પીડાય છે. સુધરેલા દેશોમાં પ્રસૂતિનું જોખમ ઘણું કરી નજીવા જેવું હોય છે. આ સાથે નવા જન્મેલા બાળકોના પહેલા વરસમા ૧૦૦૦ માંથી ૩૦૦ કરતાં વધારે મરણ થાય છે. આજ રીતે મેલેરીઆમાં માણસો ઘણા મોટા પ્રમાણમાં મરે છે. યોગ્ય પ્રયત્ન કરવાથી આપણે આપણા દેશમાંથી મેલેરીઆ કહાડી શકીએ, તેમ શીતળા અને ગોબરાના મોત ઓછાં કરી શકીએ. કોલેરા તથા પ્લેગની ખુનરેજી ઓછી કરી શકીએ, પણ ઘણી દીલગીરીની વાત છે કે આ વિષયમાં દેશનો અંધકાર મટાડવા ઉપયોગી જ્ઞાન વધારવા અને દયા તથા ધર્મોના કામ કરવા તરફ લોકોની પ્રવૃતિ વળતી નથી.

૫૭. આ દેશમાં ખેતીનો ધંધો એ મુખ્યત્વે લોકોની આજીવિકાનું સાધન છે, અને તે મુજબ તે રહેશે એરો સંભવ છે. ખેતી કરનારાનો ઉંચો વર્ગ ઉદ્યોગી, પોતાના ધંધામા કુશળતા ધરાવનાર અને વિવેકથી ખરચ કરનાર છે. આ વર્ગને પોતાના ધંધાને લગતી ઉંચી કેળવણી મળવાની તક મળે, તથા તે કેળવણીનો ઉપયોગ કરવાનું તેમને ક્ષેત્ર મળે, તો તે ધંધાની ચઢતી થવામાં ઘણી મદદ મળશે. આ ધંધાને સારી ટોચ ઉપર રાખવા સરકારે જુદી જુદી જાતના અખતરા કરવાનાં કેટલાંએક સ્ટેશન રાખવાં અને તે બાબતની માહીતી ખેડુત પ્રજાને આપવી. બીજો ખેતી કરનારનો વર્ગ ઘણો આળસુ તથા મૂર્ખ છે તેને સુધારવા માટે બાળ કેળવણીની જરૂર છે. તેઓના ઉપર સારી દેખરેખ રાખી તેમને સીધા રસ્તા ઉપર લઈ જવા, તેમને દુર્વ્યસનમાં પડતા અટકાવવા, એ આપણું જરૂરનું કર્તવ્ય છે.

૫૮. ખેતીના સંબધમાં ખાતરનો સવાલ ઘણો ઉપયોગી છે; આપણા દેશમાં કેટલું ઉત્તમ ખાતર સહેલાઈથી અને નજીવી કીંમતે મળી શકે તેમ છે. પણ તેની દુર્ગંધીને લીધે લોકો તેનો ઘણા ઉપયોગ કરતાં અચકાય છે. તેમ એ ખાતરનો ઉપયોગ કરવાથી લોકોની આરોગ્યતા ઉપર માઠી અસર થાય માટે તે ખાતરના ઉપયોગ સંબધમાં સેનીટરી ખાતાવાળાની મનાઈ છે. સરકારને લાજમ છે કે ઘણા બાહોશ કેમીસ્ટો (રસાયણ શાસ્ત્રીઓ) મેળવી એ ખાતરનું ઉપયોગીપણું ઘટયા વગર, તે માણસની આરોગ્યતાને નુકશાન કર્યા વગર વાપરી શકાય, એવી યોજનાની શોધ કરવી. ખેડુતોનું મુખ્ય સાધન તેનાં ઢોર છે. આપણા દેશમાં વારેવારે ઢોરના ચેપી તથા સ્પર્શના રોગ પ્રસરે છે. આથી ખેડુત લોકોને ભારે નુકસાન થાય છે. માટે જરૂરનું છે કે પુષ્કળ જગ્યામાં થોડે થોડે અંતરે ઢોરની ઇસ્પીતાલ સ્થાપવી જોઈએ, તથા ઢોરોના રોગમાં પ્રવીણ ડાકટરો તૈયાર કરી નોકરીમાં રાખવા. દેશમાં ઢોરોના ડાકટરની ઘણી

ખોટ છે. તેમ રોગ પીડિત ઢોરને માટે ઇસ્પીતાલની ઘણી ખામી છે, કે જ્યાં ઢોરના રોગ દાખલ થવાની ડાકટરને માહીતી મળે, એટલે એ સ્થળે જઇ રસી મુકી અથવા બીજા ઉપાય યોજી એ ઢોરના રોગના ઉપદ્રવ બંધ કરે. આવી રીતે ઢોરોના રોગની સારવાર કરવા પુરતી સંસ્થાઓ તથા માણસો જોઇએ. દુકાળના વખતમાં જોઈતા ચારા તથા ખાણુ વગર ઘણાં ઢોર મરી જાય છે. દુકાળના પ્રસંગોને માટે ઢોરને જીવાડવા માટે મુંબાઇ સરકારે યોજના તૈયાર કરવા માંડી છે. આપણે આશા રાખી શકીએ છીએ કે એ યોજના ફતેહમંદ નીવડે.

૫૯. આપણા દેશની વસ્તીમાં $\frac{1}{5}$ અથવા $\frac{1}{6}$ ભાગ અસ્પૃશ્ય લોકોનો છે. એ લોકો અસ્પૃશ્ય કેમ થયા હશે તેનું કારણ ઉઘાડું છે જે માણસ રાત દિવસ મલીન ચીજના સંસર્ગમાં રહે છે, જેને મલીન ચીજો સાથે કામ કરવું પડે છે, તેને અડકતાં ઉજળી સ્થિતિમાં રહેનાર કોમોના લોકોને કંટાળો આવે અને સુગ લાગે છે. પણ એ લોકોના વંશજો જેને કાંઇ મલીન ધંધા સાથે સંબંધ નથી એવાને અસ્પર્શ્ય ગણવાનું કારણ નથી આટલી મોટી વસ્તીને નકામી ગણવી એમાં દેશને ઘણી હાની છે. ઉંચ વર્ણની પેઠે તેમને પોતાની સ્થિતિનો સુધારો કરવાની તક મળવી જોઇએ. નવાઇ જેવું એ છે કે એ તમારા દેવોને માને, તમારી રીત પ્રમાણે વર્તે, તમારા ધર્મશાસ્ત્ર તથા ધર્મ ઉપર શ્રધ્ધા રાખે ત્યાં સુધી તે અસ્પર્શ્યમાં ગણાય, પણ એજ માણસ પોતાનો ધર્મ છોડી મુસલમાન અથવા ક્રિશ્ચિયન થાય એટલે એનું અસ્પર્શ્યપણું જતું રહે છે. બીજા ધર્મમાં અસ્પર્શ્યપણાનો દોષ દૂર કરવાની શક્તિ છે તો શું આપણા ધર્મમાં એ નથી? વળી આપણે બરોબરીના હક માટે બીજી કોમના લોક સાથે લડત ચલાવીએ છીએ, તો પછી આપણાજ લોકોને આપણા સરખા હક ભોગવવા ન દઇએ, એમાં કેટલું બધું વીપરીતપણું છે. માટે આ લોકોને પોતાની સ્થિતિ સુધારવાની સગવડોમાં કોઇ રીતનો અંતરાય રાખવો એ વાજબી નથી. અસ્પૃશ્ય લોકોની હાલત એ આપણા દેશને મોટું કલંક છે.

૬૦. દારૂનું વ્યસન શરીરને, મનને આર્થિક સ્થિતિને અને માણસના સુખને ઘણું હાનિકારક છે, એ જગમાં જાણીતું છે. એ વિષે આ પરિષદ્ આગળ વિવેચન કરવાની જરૂર નથી. દારૂનો ધંધો કરનારની દુકાનો ઉપર મોટી મોટી ફી ચડાવી દારૂનો ભાવ વધારી તથા બીજી હીકમતો યોજી દારૂની તથા તાડીની ખપત ઓછી કરવા સરકાર પ્રયત્ન કરે છે, પણ તે પ્રયત્ન જોઇએ તેવો સફળ થતો નથી. આ દુર્વ્યસન અટકાવવા પ્રજા તરફથી સતત તથા જારી ઉપાય યોજવા જોઇએ. પ્રજા તરફથી એ વ્યસન અટકાવવા જોઈએ તેવો જારીનો પ્રયાસ થતે નથી. લાંબે અંતરે ભાષણો થાય એની ઘણી અસર થઈ શકશે નહી. દારૂ

વાપરનાર લોકોના મનમાં જુદે જુદે પ્રકારે તે વ્યસનની ઘણી બુરી અસર થાય છે, એ વાત સારી રીતે ઠસાવવી જોઇએ. એ લોકોની મહેનતનો જેમને લાભ મળે છે તેમની મદદ તથા સહાનુભુતિ મેળવી તેમના થાકના વખતમાં તેમને નિર્દોષ ગમતો મળે, અથવા તેમનું મન ભક્તિ વિગેરે ઉંચા વિચારોમાં રોકાય એવી યોજનાઓ પ્રકાર પ્રકારની થવી જોઇએ. આપણા યુવકોનું આ અગત્યનું કર્તવ્ય છે. એમણે આ દુર્વ્યસન નાબુદ કરવામાં ખાસ રીતનો પ્રયાસ કરવો જોઇએ.

૬૧. મારા સુરતના મિત્રોનું એક વાત ઉપર મારે ખાસ રીતે ધ્યાન ખેંચવું એવી મારી ઇચ્છા છે. જુના વખતમાં તમારૂં શહેર વેપારના સાહસની હીંમત માટે પ્રસિદ્ધ હતું. સુરત શહેર હિંદુસ્તાન મધે પરદેશના વેપારનું મુખ્ય નાકું હતું. તમો પરદેશીઓ સાથે લાખો અને કરોડોનો વેપાર ખેડતા. એ તમારૂં સાહસ અને હીંમત ક્યાં ગયાં ! તમારા શહેરના તમારા જૈનબંધુઓ જેઓ મારવાડથી પોતાના ક્ષત્રીવટનું સાહસ તથા હીંમત લેતા આવ્યા છે, તેમના સાહસ તથા હીંમતનો ધડો તમે કેમ લઇ શકતા નથી ! તમારી આસપાસ રાંદેર તથા વરીઆવ વગેરે શહેરો ઉપર તમે નજર કરો. તે ગામોની સમૃદ્ધિના શા કારણો છે તે ઉપર નજર નાંખો. તાપી અને નર્મદા વચ્ચેના અભણ હોરા ખેડુતો કેટલું સાહસ અને કેટલી હીંમતથી પોતાનો રોજગાર ચલાવે છે, અને તેમણે થોડા વરસમાં પોતાની સ્થિતિમાં કેટલો ફેરફાર કરી નાખ્યો છે, તે ધ્યાનમાં લો. તમારી દક્ષિણમાં અનાવલાઓ કેટલું સાહસ બતાવે છે ! નવસારીની સ્થિતિમાં પારસી કોમના સાહસથી કેટલો મોટો ફેરફાર થયો છે. આ દાખલાઓ ઉપરથી તમને પોતાનું સાહસ અને હીંમત વધારવા કેટલી જરૂર છે, તેનો વિચાર કરશો. તમારા શહેર ઉપર કેટલીએક જાતની કુદરતી આફતો આવી પડી છે, અને તમારા વેપાર ધંધામાં ભારે હરકત પડે એવા કેટલાએક સંજોગો અસ્તીમાં આવ્યા છે તેથી હું અજાણ્યો નથી. પણ દુઃખ એક સાહસ તથા હીંમતને ઉત્તેજન આપનાર સાધન છે. આગગાડી ચાલુ થવાથી સુરત અને ભરૂચ વચ્ચે ગાડા ફેરવનારની રોજી ગઇ, પણ એથી તેઓ હીંમત હાર્યા નહિ. એક પ્રકારના ઉદ્યોગની હાનીથી તેમની લાંબો આબાદીનું બીજ રોપાયું. મારી ઇચ્છા છે, કે આપણા સુરતીભાઇઓ વેપાર તથા રોજગાર સંબંધમાં પોતાના સાહસ અને હીંમતનો વધારો થાય એવી યોજના કરશે. મારૂં ભાષણ પુરૂં કરતાં ગુજરાતના યુવકોને બે બોલ સલાહ દાખલ કહેવાની હું રજા લઇશ. તમારા ઉપર ગુજરાતના ભવિષ્યનો આધાર છે. તમારે તમારી જાત તથા કુટુંબ સંબંધમાં જે ફરજો હોય તે તમો યોગ્ય રીતે બજાવો; તેમાં ન્યુનતા કરવાની મારી ભલામણ નથી. પણ પોતાના કુટુંબની સેવા બજાવવી એ કાંઈ

ફક્ત આપણા જીવનનો ઉદ્દેશ નથી. તમારો સ્વદેશ આજ છે તેના કરતાં કાલે કેટલો સુધરશે, એ જોવાની તમારી હોંસ વધવી જોઈએ. આપણા દેશની ઉન્નતિ વરસાદની પેઠે વરસી આપણને પ્રાપ્ત થાય એવી જરાપણ આશા રાખશો નહિ. ઇશ્વરનો નિયમ છે, કે જે મહેનત કરે તેનેજ મદદ આપવી. તમો તમારી ખાંધની પુષ્ટી નહિ આપો તો કીચડમાં હટાયલું પૈડું આગલ વધી શકશે નહિ. આપણા દેશમાં જ્ઞાન વધારવું, નીતિ વધારવી, ઉદ્યોગો વધારવા, દુર્વ્યસનો કહાડી નાંખવાં એ રીતે દેશોન્નતિ માટે આપણને ઘણું કરવાનું છે. તમો બધા એકી દિશાએ કામ કરશો તો તમારો ઉદ્દેશ ફળીભૂત થશે નહી, માટે જુદાં જુદાં મંડલો સ્થાપી દરેક મંડલે પોતાનું સ્વીકારેલું કામ ઉત્તમ રીતે બજાવવા સતતનો અને નિરંતરનો ઉદ્યમ કરવો. એ રીતની ઘણા માણસોની ઓરગેનાઇજડ (સંઘટ્ટ) અને સીસ્ટમેટીક (પદ્ધનિસર) પ્રયાસ હશે તો ઈશ્વર તેને સફળતા આપશે. તમારા દેશના સારા તારા ઉપર આવતા દેખાય છે. તમો કોઇ રીતે નિરાશાના ભોગ થશો નહિ. સતત મહેનતથી આદરેલું સારૂં કાર્ય કોઇ રીતે નિરર્થક જનાર નથી. આપણા દેશના લોકો ખરા અંતઃકરણથી પોતાના દેશની ઉન્નતિ પાછળ ચિત્ત લગાડી દરેક માણસ પોતાની શકિત અનુસાર પોતાનું તે દિશાનું કર્તવ્ય કરશે, તો ઇશ્વર તરફથી આપણને પૂર્ણ સહાયતા મળવાની ઉમેદ નકામી જનાર નથી.

પ્રમુખના ભાષણનું વાચન સમાપ્ત થયા પછીથી વિષય નિર્ણાયક સભાની ચુંટણી કરવામાં આવી હતી, અને તે પછી બીજા દિવસ પર પરિષદ્દનું અધિવેશન મુલતવી રાખવામાં આવ્યું હતું.

## બીજો દિવસ—રવિવાર તા. ૨-૧૧-૧૯૧૯.

વિષય નિર્ણાયક સભાની ચુંટણી થયા પછીથી મૂલતવી રહેલી પરિષદનું અધિવેશન રવિવારે ફરીથી શરૂ થયું. પ્રારંભમાં મહિલા વિદ્યાલયની બાલિકાઓ એ મધુર કંઠે “ વંદે માતરમ ” અને “ અયે માતૃભુમિ તેરે ચરણો મેં શીર નમાઉં ” એ બે માતૃભૂમિ ભકિત સૂચક સંગીતથી મંગલાચરણ કર્યું હતું. સ્વામી સત્યદેવે પોતાના પહાડી પણ આકર્ષક સુરથી ભજન લલકારી સભાને મુગ્ધ બનાવી દીધી હતી. પછી ઠરાવ રજુ કરનાર મુખ્ય વકતાને ભાષણને માટે ૧૦ મિનિટ, તથા બીજાઓમાંથી દરેક વકતાને ૫ મિનિટ આપવામાં આવશે એવો વિષય નિર્ણાયક સભાનો ઠરાવ પ્રમુખ મહાશયે પરિષદ્દને જણાવ્યો. તે પછી પરિષદના નિયમત કાર્યનો પ્રારંભ થયો.

## ઠરાવ ૧. સુલેહ.

**" બ્રિટિશ સામ્રાજય અને મિત્ર રાજયોને મહા યુદ્ધમાં વિજય મળ્યો તે માટે આ પરિષદ્ પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે, અને હિંદી તેમજ સામ્રાજયનાં બીજા સૈન્યો તે વિજય મેળવવામાં કારણુ ભુત થયાં તે માટે તેમને તથા મહારાજા ધિરાજ પંચમ જયોર્જને અભિનંદન આપે છે."**

આ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો હતો, અને તાળીઓના ગઠ ગટાડ વચ્ચે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૨. પંજાબ અને સરકારની રાજનીતિ.

અમદાવાદના રા. જીવણલાલ વ્રજરાય દેસાઈએ બીજો ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરતાં કહ્યું:—

જે ઠરાવ મુકવાનું મને માન મળ્યું છે તે ઠરાવ નીચે પ્રમાણે છે:—

(૧) " પંજાબ વગેરે સ્થળે થએલી જાનમાલની ભારે ખુવારી માટે આ પરિષદ પોતાનો અત્યંત ખેદ જાહેર કરે છે, અને સંકટમાં આવી પડેલાં કુટુબો તરફ પોતાની દીલસોજી દર્શાવે છે. અને તે સંકટ નિવારણ માટે મદદ આપવા આ પરિષદ્ ભલામણ કરે છે. "

(૨) " પંજાબમાં જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થવા પામી હતી તે માટે રાલેટ બીલ બાબત હિંદીઓના એકત્ર અને મજબૂત મતની અવગણના કરવાની ભુલ ભરેલી અને કુનેહ વિનાની રાજયનીતિ, તથા ઉત્પન્ન થયલા સંજોગોને ખરા સ્વરૂપમાં સમજવાની અશકિત, સર માઇકલ ઓડવાયરની દોર દમામી રાજય નીતિ અને પ્રાંતિક સરકારના ભાવિકૃત્યોને બહાલી આપવાનું હિંદી સરકારે અગાઉથી આપેલું ડહાપણ વિરૂદ્ધનું વચન એ મોટે ભાગે જવાબદાર હતાં એવો આ પરિષદ્નો મત છે. "

(૩) " પંજાબનાં કેટલાંક શહેરોમાં ખાસ જરૂરીઆત વગર લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો અને ઘણા વખત સુધી કાયમ રાખવામાં આવ્યો તે માટે આ પરિષદ પોતાની દીલગીરી દર્શાવે છે. અને તે દરમ્યાન પંજાબના આગેવાનો અને બીજાઓ સામે જે હદ બહાર સખ્તાઈથી કામ લેવામાં આવ્યું હતું, આરોપીઓને પોતાની પસંદગીના ધારાના હિમાયતીઓની મદદ લેતાં અટકાવ્યા હતા, દેશમાન્ય ગ્રહસ્થોને પંજાબમાં દાખલ થતા અટકાવવાનાં પગલાં

લેવામાં આવ્યાં હતાં અને અમાનુષી અને સુધરેલી દુનિયા માન્ય નહિ રાખે એવાં કૃત્યો કરવામાં આવ્યા હતાં, તે સામે આ પરિષદ પોતાનો અણગમો જાહેર કરે છે, ”

પંજાબમાં લોકોને જે વેઠવું પડયું છે, તે હકીકત વાંચતાં વાંચતાં હૃદય કંપે છે. ત્યાંના લોકોને ઘણો ત્રાસ પડયો છે, અમાનુષી શિક્ષાઓ થઇ છે અને જેમને એવી શિક્ષાઓ થઇ છે તેઓ ઘોર કૃત્યો કરનાર ન હતા, પરંતુ લોક નેતાઓ હતા. પંજાબમાં સદગૃહસ્થોને રેંસી નાખવામાં આવ્યા છે, અને તેનુ જેટલુ વિવેચન કરીએ એટલું ઓછું છે. છતા અહીંયાં હુ બે શબ્દો બોલીશ. આપને માલૂમ છે કે, આજથી કેટલાંક વર્ષો પૂર્વે બંગાળા અને પંજાબમાં કેટલાક શખ્સોને વગર તપાસે કારાગૃહમાં પૂરવામાં આવ્યા હતા. આથી અસંતોષ વધ્યો. એમ કહેવામાં આવે છે કે, અસંતોષ ફેલાવનાર વિદ્યાર્થીઓ છે, વકીલો છે. (શરમ) બંગાળની ધારાસભામાં આ શખ્સોની તપાસ કરવાને માટે દરખાસ્ત આણવામાં આવી. અને રાજ્ય કર્ત્તા કોમની આંખો ઉઘડી, અને વિચાર કર્યો કે, દુષ્કૃત્યો કર્યાં છે, ત્યારે પોતાનાં દુષ્કૃત્યો પર ઢોળ ચઢાવવાને માટે રોલેટ સાહેબના પ્રમુખ પણા નીચે એક કમીશન નીમવામાં આવ્યું. અને એ કમીશન દ્વારા કરેલી તપાસ તે પણ ખુલ્લી તપાસ નહિં પરન્તુ આપણા પોલીસ મિત્રોએ કરેલી. આમ બાબત છે. રોલેટ સાહેબના પ્રમુખપણા નીચે બેઠેલા કમીશને પોતાની તપાસ પૂરી કરી, પોતાનો રીપોર્ટ કર્યો, તેમાં ભલામણો કરી. રીપોર્ટમાં એવી હકીકત છે કે, હિંદુસ્થાનમાં એક બળવાખોર હીલચાલ હયાતીમાં છે, તેમાં ચિત પાવનો છે, જેમાં લો. મા. તિલક આગેવાન છે. એ ઉજળો રીપોર્ટ કાળા લોકોની કાળી આંખોને માલૂમ નહિ આવે. (તાળીઓ.) ત્યાર પછી સર નારાયણ ગણેશ ચંદાવરકર તથા બીચક્રોફ્ટ સાહેબની એક કમિટી ખાસ બંગાળમાં તપાસ કરવાને માટે નીમવામાં આવી. એમણે કરેવી તપાસ પણ નિરાશા રૂપ નીવડી. કોઇ કોઇને છુટા મુકવામાં આવ્યા. તે પછી રોલેટ કાયદો ધારાસભામાં રજુ કરવામાં આવ્યો. આ રોલેટ બીલ્સનો પ્રશ્ન કેટલેક અંશે જુદોજ છે. એ કાયદાની સામે સમસ્ત દેશમાંથી પોકાર ઉઠયો. દુનિયામાં શહેરી તરીકે આપણો જે હક્ક છે તેની પર ત્રાપ મારવામાં આવે એવો આપણો બધાનો પોકાર હતો. તે છતાં નામદાર સરકારે તે કાયદો ધારાસભા આગળ મુકયો, તેની પર ટીકા થઈ, ધારાસભાના સઘળા દેશી સભાસદો લોક તથા સરકાર નિયુકત સદંએ વિરોધ દર્શાવ્યો. પરન્તુ વડી ધારાસભામાં ( Packed majority ) ચોકસ બહુ મતી હોવાને લીધે ગોરા લોકોની બહુ મતીથી છેવટે કાયદો પસાર કર્યો, તેને ધારપોથી પર મુકવામાં આવ્યો. તે પછી ગાંધીજીએ

(તાળીઓ) પ્રાયશ્ચિત કરવાની પ્રજાને આજ્ઞા કરી. ત્રાસમાંથી મુકત થવા માટે તેમણે અપવાસ કરવો અને ઇશ્વરની પ્રાર્થના કરવી એવી આજ્ઞા પ્રજાને આપી. પ્રથમ આ પ્રાયશ્ચિત માટે ૩૦ મી માર્ચનો દિવસ ઠરાવવામાં આવ્યો હતો. પરન્તુ એ દિવસમાં ફેરફાર કરી ૬ ઠ્ઠી એપ્રીલનો દિવસ મુકરર કરવામાં આવ્યો. કાંઇક અણ-સમજણ કે ગેરસમજુત થવાને લીધે દિલીમાં ૩૦ મી માર્ચે પ્રાયશ્ચિત કરવામાં આવ્યું દિલ્હીના હથીયાર વિનાના લોકો તે દિવસે રાજ્ય લઇ લેવાના ન હતા કે કીલ્લા પર અથવા વાયસરોયના મુકામ પર હલ્લો કરવાના ન હતા. દિલ્હીના સ્ટેશનપર કાંઇક ગડબડ થઇ. વિદેશી સ્ટેશન માસ્તરના મનમાં એમ આવ્યું કે, વગર હથીયારનું લશ્કર ચઢી આવે છે, તો તેમને માટે એક એક પોલીસ પાર્ટી બસ હતી. સદભાગ્યે સ્વામી શ્રદ્ધાનંદજી (તાળીઓ) ત્યાં હતા. તેમના પ્રયત્નોનું પરિણામ એ કે, બાર ગુરખા સીપાઇઓ તેમની સામે બંદુક લઇ થયા. (શરમ, શરમ.) તેઓ વયે ઘણા વૃદ્ધ હતા, બીલકુલ નિ:શસ્ત્ર, લાકડી પણ વિનાના, રાજ્ય પ્રકરણમાં ભાગ ન લે, એવી વ્યક્તિની સામે બાર ગુરખા માણસો બંદુક લઇ સામે થયા, એ શું ઓછો અત્યાચાર ? આખા દેશમાં હાહાકાર વર્તાઇ ગયો. પંજાબમાં ત્રાસ પેસી ગયો. છઠ્ઠી એપ્રીલનો દિવસ હડતાળનો નહિ, પણ પ્રાયશ્ચિત્તનો હતો. ગામે ગામ, શહેરે શહેર લોકો એકઠાં થયાં હતાં. યાત્રાને સ્થળે પણ ઘણાં ટોળાં એકઠાં થયાં હતાં અને આખો દિવસ પ્રાર્થના કરવામાં ગાળ્યો હતો. સર્વ સ્થળોને માટે હું કહી શકતો નથી, પરન્તુ મારા શહેરને માટે હું કહીશ. ૫૦,૦૦૦ લોકોથી પણ વધારેનું ટોળું હતું, અમે બહુજ શાન્તિથી અઢી માઇલ ગયા હતા. કોઇનું અપમાન નહિ, કે નહિ કોઇને ઇજા. હિંદના દરેક ગામમાં ૩૦ મી તારીખના માઠા બનાવની ખબર પહોંચી ગઇ હતી. અને પંજાબની અંદર ખાસ તપાસ કરવાને મ૦ ગાંધીજી ત્યાં જવા નીકળ્યા. મ૦ ગાંધીજીને આપણે સારી રીતે જાણીએ છીએ. એમનાં સૂત્રો સત્ય અને અહિંસાનાં છે. રાજ્યની ઉથલ પાથલ થઇ જાય કે દેશમાં અશાંતિ વધે એ કદાપિ ઇચ્છે નહિ. એવા ગૃહસ્થને રસ્તામાં હુકમ અપાયા કે, તમારૂં આ તરફ કામ નથી, તમે મુંબઇમાં પાછા જાઓ. પંજાબ અને સંયુકત પ્રાંતોની સરહદ પર તેમને રોકયા. મ૦ ગાંધીજીએ કહ્યું કે, કેદ કરશો તોજ પાછો ફરીશ, તે વિના નહિ. ત્યારે સત્તાવાળાઓએ કહ્યું, તેમજ છે તો અમે તમને કેદ કરીએ છીએ. એ પ્રમાણે ગાંધીજી કેદ થઇ ગયા. ગાંધીજીને કયાં લઇ જવાના છે, તેની કમનશીબે ખબર આપવામાં આવી નહિ. ગાંધીજીને પોતાને પણ ખબર ન હતી કે, મને કયાં લઇ જવાના છે. બીજી કશી ખબર આપી નહિ. અમદાવાદમાં ગાંધીજી કેદ થયાની ખબર મળતાંજ લોકોના મન વ્યગ્ર થઇ ગયાં. અમે વિચાર કીધો કે શું કરવું ? અમે એવા નિર્ણય પર આવ્યા

કે, શાન્તિ પ્રસરે તેવી હીલચાલ કરવી, અને શાંન્તિ જાળવવાની ખબર લોકોને આપવી. લોકોને ગાંધીજીપર સ્વાભાવિક રીતે એટલો બધો પ્રેમ છે (તાળીઓ) કે, તે કેદ થયાના સમાચાર સાંભળી કોઈ પણ માણસ એવો નહિ નીકળે કે, કામ ધંધો બંધ કરી તપાસ કરવા નહિ નીકળી પડે. સર્વ વ્યાપાર અને કામ ધંધો બંધ પડયાં, પરન્તુ કાંઈ પણ માઠો બનાવ બન્યો નહિ. જ્યારે કોઇને કશી ખબર આપવામાં આવી નહિ, ત્યારે આપણાં મન દ્રવિત થાય અને આપણે ખેદ બતાવીએ તેમાં નવાઇ નથી. ૧૦મી તારીખે અમદાવાદમાં સૂચના આપવામાં આવી હતી. પંજાબમાં પણ તેમજ બન્યું. પંજાબમાં ડૉ. સત્યપાલ (તાળીઓ) ડો. કીચલ્યુ (તાળીઓ) પ્રખ્યાત, જગવિખ્યાત છે. અમૃતસરમાં તેમને મોટું માન છે. તેઓ કૉગ્રેસના આગેવાન કાર્ય કર્ત્તાઓ છે. ગમે તેમ કરી એ બંનેને કેદ કરવામાં આવ્યા. અમૃતસર વાસીઓએ હડતાળ પાડી, તોફાન થયું તે સઘળું સ્વાભાવિક હતું. ૧૧ મીએ ખબર પડી કે ગાંધીજી આવ્યા એટલે સઘળે શાંતી. ૧૧ મીએ અમદાવાદમાં પોલીસવાળા દેખાતા ન હતા. જો પોલીસવાળા તૈયાર હોત તો જે તોફાનો થયાં તે થવા પામત નહિ. પંજાબમાં પણ પોલીસ બંદોબસ્ત જાળવવાને તૈયાર હોત તો તોફાનો થાત નહિ. અમારા શહેરમાં માર્શલ લૉ-લશ્કરી કાયદો, જાહેર થયો. અમે તો અમદાવાદીઓની જેમ ઘરમાં ભરાઇ બેઠા, કાયર થયા. પંજાબમાં દાબ બેસાડવા માટે, સર માઇકલ ઓડવાયરે લશ્કરી કાયદો લાગુ પાડયો. જે પંજાબે લડાઇમાં લોહીની નદીઓ રેડી (તાળીઓ) તેજ પંજાબપર નામોશી લાવવાને માટે તથા પંજાબપર ત્રાસ બેસાડવાને માટે માર્શલલૉ(લશ્કરી કાયદો.) (શરમ.) શાંતિને માટે માર્શલ-લૉ ગમે તે પગલાં ભરે, પણ માર્શલ-લૉનાં જે પગલાં લેવાયાં તે સુધરેલી પ્રજામાં લેવાય નહિ. અંગ્રેજ અને જર્મન લડતા અને વિમાનમાંથી બોંબ ફેંકવામાં આવતા ત્યારે તે કાર્યને અમાનુષી ગણવામાં આવતું હતું. અને શાંત પ્રજા ઉપર બોંબ ફેંકવાંમાં આવે તે અમાનુષી નહિ! ગુજરાનવાળામાં (શરમ.) એક નિશાળપર બોંબ પડયો. સ્ત્રી તથા નાનાં બચ્ચાંપર બોંબ પડયા. સભાઓ અટકાવવામાં આવી. આવી રીતે જાહેર સભાઓ અટકાવવામાં આવી હોય ત્યારે તે વિષે સારી રીતે અગાઉથી જાહેર ખબર આપવી જોઈએ. અમૃતસરમાં જલીયાનવાલા બાગ છે, તેમાં સાધારણ રીતે મોટી મોટીઓ સભાઓ મળે છે. જે દિવસની હું વાત કહું છું તે દિવસે આજુ બાજુના ખેડુતો, ગામઠીઆઓ ભેગા થયા હતા. બાગમાં સભા ભરાવાની છે, એથી ઘણા લોકો એકઠા થયા હતા. એ એકઠા થયેલા લોકો પાસે હથીયારો હતાં નહિ. ત્યારે તેમને વિખેરી નાખવાને માટે બે ચાર પોલીસો ગયા હોત અથવા મ્યુનિસીપાલિટિના બંબા વડે પાણીનો વર્ષાદ વર્સાવ્યો હોત તો તેઓ વેરાઈ

જાત પરંતુ તેને બદલે ગોળીઓનો વરસાદ વરસાવ્યો. સેંકડો માણસોના જાનની ખુવારી થઇ. કાઉન્સીલમાં ખુલાસો કરવામાં આવ્યો કે, ૨૦૦ માણસ મુઆ હતા. હું કહું છું કે, ભલેને ૧ માણસ મુઓ હોય, તેને માટે સરકારના માથા ઉપર મોટી જવાબદારી છે. ( સાંભળો, સાંભળો ? )

હવે બીજું પ્રકરણ લઇએ. આ પ્રકરણ પંજાબના વિદ્યાર્થીઓ વિષે છે. કેટકેનો અભિપ્રાય એવો છે કે, વિદ્યાર્થીઓ જુલમી હોય છે. મારા અભિપ્રાય પ્રમાણે તેઓ નમ્રમાં નમ્ર હોય છે. કેમકે તેમને સર્વના હુકમો માનવાના હોય છે. લાહોરના વિદ્યાર્થીઓ માટે એવો હુકમ કાઢવામાં આવ્યો કે તેમણે અમુક અમુક વખતે અમુક અમુક મુકરર કરેલી જગ્યાએ દિવસમાં ત્રણ ત્રણ વાર હાજરી આપવી. આવી હાજરી આપવાને માટે કોઇ વિદ્યાર્થીને ૧૬ માઇલની તો કોઇને ૧૦ માઇલની મુસાફરી કરવી પડતી. અમૃતસરમાં એક મીશનરી બાઈ પોતાની સાઇકલ પર બેસીને જતી હતી. તેનાપર અત્યાચાર કરવામાં આવ્યો. આવું અત્યાચારનું કાર્ય ધિક્કારને પાત્ર છે. પરંતુ તેના વેરના બદલામાં કોઈ પણ રીતે ગામને ત્રાસ આપવો જોઇએ, એવો ઠરાવ કરવામાં આવ્યો જે ગલીમાં એ અત્યાચાર થયો તે ગલીને નાકે, બે છેડે મીલટીરી રાખવામાં આવી, અને ત્યાંથી જવા આવવા માગતા ગમે તે માણસોએ ઘુંટણીએ ચાલવું, સાપની પેઠે ચાલવું, એવો હુકમ કરવામાં આવ્યો. ( શરમ, શરમ ) ધારાસભામાં આને "પેટે ચાલવાની કસરત" એવું નામ આપવામાં આવ્યું. ધારાસભામાં એવો ખુલાસો કરવામાં આવયો કે લોકોને પેટ ઘસડી ચાલવાનું ગમતું હતું. ત્યારે શું તેમને એવો ઉત્સાહ આવી ગયો કે, પેટ ઘસડીને ચાલવાની સજા સહન કરી લે ? અને આપણા પ્રમુખ મહાશય કરતાં પણ વધારે વૃદ્ધ એવા માણસોને આવી સજા કરવામાં આવી હતી. ધારાસભામાં એ પણ કબુલ કરવામાં આવયું હતું કે, એક વૃદ્ધ ગ્રહસ્થને તો એટલો બધો ઉત્સાહ આવી ગયો કે, તે ત્રણ વાર પેટ ઘસડીને ગયો. લશ્કરી કાયદા હેઠળ નીમવામાં આવેલી અદાલતો પણ કેવો ન્યાય આપે છે ? અને કેવી અમાનુષીય સજા કરે છે ? બે અદાલતો નીમાઈ હતી, અને એ મશલ઼લો કમીશન ફટકા મારવાની સજા કરતાં હતાં. ફટકા મારવાની સજા સાધારણ રીતે લશ્કરી ગુન્હો કરવાને માટે લશ્કરમાં કરવામાં આવે છે. પણ પંજાબમાંતો સારા સારા ગ્રહસ્થોને—નાગરીકોને ભર મોહલ્લામાં ફટકાવી કાઢવામાં આવ્યા હતા. લાલા હરકીશનલાલને સજા કરવામાં સરકારે કેવો ગંભીર અન્યાય કર્યો છે, તે જુઓ. લાલાહરકીસનલાલ કાંઇ એકસ્ટ્રીમીસ્ટ નથી તેઓ તો મોડરેટના મોડરેટ છે. તેમનું સમગ્ર જીવન વેપારમાં ગયું છે. લાલા દુનીચંદ સાથે તો મને અંગત પરિચય છે. અમે વિલાયતમાં સાથે ભણુતા હતા.

ભજુલા હતા. તેમની માર્શલ લૉ કમીશન તરફથી તપાસ કરવામાં આવી છે, અને તેમને સજા થઈ છે. તેમના સબંધમાં પ્રીવી કાઉન્સીલમાં અપીલ થઈ છે. કેટલાક બનાવોમાં તો બાપના ગુન્હા માટે દીકરાને અને દીકરાના દીકરાને પણ સજા કરવામાં આવી છે. એકમીશનોના કેટલાક ચુકાદા મહાત્મા ગાંધીજીએ પ્રકટ કર્યા છે તે દ્વારા કેટલો ગેરઇન્સાફ કરવામાં આવ્યો છે, તે આપણે જાણી શકીએ છીએ. આમાં આપેલા કેટલાક ચુકાદા તો એવા છે કે રીવાઇઝ ( પુનરવલોકન ) કરવાને પણ શકય નથી. અને હાઈકોર્ટની સત્તાથી મોકળા તેઓ પોતાની ન્યાય બુધ્ધિથી લોક લાગણીને સંતોષ આપે એવો સંભવ નથી. આ સઘળું થયું તે થયું તેમાં આપણા ઘણા વિદેશી તેમજ દેશી મિત્રોની મીલકત તથા જીંદગી ગયલી છે. એથી આપણી પ્રત્યેકની ફરજ છે કે, આપણાથી બની શકે તેટલી મદદ અવશ્ય કરવી જોઇએ. તે અંગ્રેજ હોય, મુસલમાન હોય, પારસી હોય તોપણ આપણે તેના દુઃખમાં ભાગ લેવો જોઇએ અને તેની તરફ સહાનુભૂતિ બતાવવી એ આપણી ફરજ છે. ( તાળીઓ )

આ ઠરાવને અનુમોદન આપતાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ જણાવ્યું કે જે ઠરાવ રા. જીવનલાલ ભાઇએ તમારી સમક્ષ રજુ કર્યો છે, તેને અનુમોદન આપતાં મને ખેદ થાય છે. ખેદ એટલાજ માટે કે આટ આટલો વખત થયાં આવા ઘોર અન્યાય અને અત્યાચારો થયાં છે છતાં આપણને એવો સંતોષકારક ન્યાય મળયો નથી કે આપણને અણગમો બતાવવાનું કારણ રહેજ નહિ,

કેટલાક એમ કહે છે કે, દિલ્હીના કમેટીએ પોતાનું કામ શરૂ કર્યું છે એ ટલે આપણે આવો ઠરાવ હાલ કરવો નહિ. હું માનું છું કે જ્યારે આવી કમિટિ બેસાડવામાં આવી છે ત્યારેજ સાર્થક છે કે, આવો ઠરાવ રજુ કરવામાં આવે. જે કમીશન આપણે માગ્યું હતું તે આ નથી. તેનું બંધારણ પણ આપણા માગ્યા પ્રમાણે નથી. જ્યારે તેવી કમિટિ બેસે ત્યારે શા માટે આપણે મોટી આશાઓ બાંધવી જોઇએ ! ( તાળીઓ ) ખુલી કાઉન્સીલમાં ઉચ્ચારેલાં અમલદારોના વચનો સ્પષ્ટ દેખાડે છે કે લોક લાગણી તરફ તિરસ્કાર પૂર્વક આ કમિટિનું કામ લેવામાં આવે છે જેનો તમારા તરફ તિરસ્કાર છે, તેના પર કેટલી આશા બાંધશો ? ( તાળીઓ ) પંજાબમાં અમાનુષી સજાઓ કરવામાં આવી હતી, લોકોને પેટપર ચલાવવામાં આવ્યા હતા. વકીલોને, બારીસ્ટરોને આરોપીનો બચાવ કરવા દેવામાં નહોતા આવ્યા. આ નિર્વિવાદ વાતો તરફ અણગમો દેખાડવાનો હક પ્રાપ્ત કરવા માટે શું આપણે હંટર કમિટિના રિપોર્ટની વાટ જોવી ? સરકારે કબુલેલી વિગતોજ કમકમો ભરી છે. અને ગમે તે કારણ હોય છતાં જ્યાં

આવા અત્યાચારો થાય ત્યાં તેને નિંદવાનો સંપૂર્ણ હક પ્રાપ્ત થાય છે.

આ ઠરાવ વિષે બોલતાં, દેશની દુર્દશા અને નિરાધારીનું તીવ્રભાન નજર આગળ ખડું થાય છે. હું પુછું છું કે આ અસંતોષ, આ અસહ્ય દુઃખને માટે કોણ જોખમદાર છે! છુટા છવાયા બંગાળીઓએ બંબ નાખ્યા અને તેથી આખા દેશને માટે રોલેટ એકટનો ડામ દેવામાં આવ્યો. એમાં આપણો વાંક? આપણે સ્વાભાવિકરીતે તેની સામે પોકાર કર્યો તેમાં વાંક કોનો! પોકાર કરનારનો કે કાયદો રજુ કરનારનો? આપણા પોકારની અવગણના કરી કાયદો પસાર કરવામાં આવ્યો તેથી આપણે અસંતોષી થયા. આપણે ઉહાપોહ કર્યો, આ માટે કોણ જોખમદાર સરકાર કે આપણે? એ કાયદો મહારાજાની પાસે રદ કરાવવા માટે ચળવળ ઉભી થઇ? પૂરાણા કાળથી અસંતોષ દર્શાવવા માટે ચાલી આવેલા મહાજનનો પવિત્ર હકક હડતાલ તેઆપણા લોકોએ વાપર્યો. આ હકક છીનવી લેવા કેટલાક અમલદારોએ જુલમી આચરણ કર્યાં તો તેમાં કોણ ગુન્હેગાર? આ બધું શું દેખાડે છે? ડગલે ડગલે દુઃખ, અણુનોતરેલો જુલ્મ આપણા સામાન્ય હકની પણ અવગણના, આ વાત હિંમતવાન હૃદયોમાં પણ નિરાધારી પ્રેરે એવી છે.

આપણને હજુ સુધી ન્યાય મળ્યો નથી; અને કયારે મળશે! તે પ્રભુ જાણે. આવા ઠરાવો અને આવો અણગમો દર્શાવવામાં લોકોને શ્રદ્ધા નહિ રહે એ સ્વાભાવિક છે. પણ જયાં સુધી બ્રિટિશ પ્રજા તેની બાહોળી રાજકીય ભાવનાઓ અને વલણ રાખી રહી છે, ત્યાં સુધી એ શ્રધ્ધા જીવતી રાખવી જોઈએ. તે મહા પ્રજાને આવા ઠરાવોદ્વારા આપણે સંદેશો પહોંચાડવો જોઇએ કે તમારા અમલદારો કાયદાનું નામ ગમે તેને આપો કમિટિનું નામ ગમે તેને આપો પણ જયાં સુધી પુરેપુરો ન્યાય અમને આપશો નહિ ત્યાં સુધી અશાંતિ આ દેશમાં રહેશે. કદી જવાની નથી. ( તાળીઓ )

રા. ડાહ્યાભાઇ કલયાણજી દેશાઇએ ( સુરત ) આ ઠરાવને વિશેષ અનુમોદન આપતા કહ્યું:—

આપણા દેશમાં કેટલાક અશાંતિના બનાવો બન્યા, તેને માટે વડી સરકારની રાજ્યનીતિ જોખમદાર છે, એ આ ઠરાવમાં મુકયું છે, અને તે કેટલેક અંશે હું અંહિયાં સાબીત કરી આપીશ. સર માઇકલ ઓડવાયરની રાજ્યનીતિ વિષે તો તમે જાણતા હશો. અને રોલેટ રીપોર્ટ તમે વાંચ્યો હશે. તેમાં વધારે સખ્તાઇને માટે ભલામણો કરવામાં આવી છે. હવે પહેલાં લોર્ડ મોર્લી હિન્દી પ્રધાન હતા, તેમણે પોતાના લેખોમાં લખ્યું છે કે વધારે સખ્તાઈ કરવી એમાં

વધારે શાંતિ રહેતી નથી. લોકોનાં મન જીતી લેવાં એમાંજ કુનેહ છે. એ કુનેહ વાપરવામાં વડી સરકાર અને પંજાબની સરકાર ખુલ્લી રીતે નીષ્ફળ ગઈ છે. બીજા અધિકારીઓએ ખુલ્લે ખુલ્લો એકરાર કર્યો છે કે, આખી હિંદની પ્રજા ઘણી વફાદાર છે, અને એ વફાદારી જોતાં રોલેટ કાયદાની કશી જરૂર ન હતી. વળી તેની સાથે જેમ પ્રમુખશ્રીએ પોતાના ભાષણમાં કહયું છે તેમ, ડીફેન્સ ઓફ ઈન્ડીઆ એકટ ( હિંદ રક્ષક કાયદા ) ની મુદત હજુ ચાલુ હતી. એ સઘળું જોતાં રોલેટ કાયદો કરવો એ ડહાપણ વિરૂદ્ધનું કામ હતું. આટલા બધા મોટા સમુહના તીવ્ર પોકારની વિરૂદ્ધ થઇને રોલટ કાયદો પસાર કરવામાં આવ્યો. આખા દેશની વિરૂદ્ધ થઇને પોતાને મનગમતો કાયદો અધિકારીઓએ પસાર કર્યો ત્યારે હવે ઉપાય શો ? એ ઉપાયની શોધ કરવામાં બધા પડી ગયા. મ૦ ગાંધીજીની પાસે તો એ ઉપાય તૈયારજ હતો. જે કાયદા પસાર કરવામાં આવે તે પ્રજાને અણગમતા હોય તો તેમની સામે સત્યાગ્રહ કરવો. ( તાળીઓ. ) તા૦ ૨૪ મી ફેબરૂઆરીએ મ૦ ગાંધીજીએ અમદાવાદમાં જાહેર કર્યું કે, કાયદો પાછો નહિ થાય, કાયદો પાછો ખેંચી લેવામાં નહિ આવે તો તેની સામે સત્યાગ્રહ શરૂ કરવાણું આવશે. તા૦ ૩૦ મી માર્ચ સુધીમાં ઘણા દિવસો પસાર થયા છતાં સત્યાગ્રહની હીલચાલ સંબંધે સરકાર કાંઇ કહી શકી નહિ. તેમાં ઉતાવળું પગલું લેવામાં ન આવે, એ ઉપરાંત બીજું કાંઈ પણ કહેવામાં આવ્યું ન હતું. તા૦ ૩૦ મી માર્ચને દિવસે દિલ્હીની હડતાળ પડી. બુમ થઈ કે, દુકાનો બંધ કરાવવામાં દબાણ વાપરવામાં આવ્યું હતું. દિલ્હીમાં ઘણી વખત લાંબી હડતાળો પડી છે. હવે આપણે પંજાબની રાજ્યનીતિ તરફ દ્રષ્ટ કરીશું. તા૦ ૬ ઠી એપ્રીલનો દિવસ અમ્રતસરમાં સત્યાગ્રહીઓને પ્રાયશ્ચિત નો દિવસ હતો. જુદાં જુદાં શહેરોમાં સુરત, અમદાવાદ, મદ્રાસ આદિ અનેક જગ્યાઓએ એજ તારીખે પ્રાયશ્ચિત કરવામાં આવ્યું હતું, છતાં એ તારીખે માણસોને કે મીલકતને નુકશાન થયું હોય, એવું જાણમાં નથી. પરંતુ પંજાબમાં તો ઓડવાયર દોરદમામશાહી ચાલતી હતી. ડો. સત્યપાલ, ડો. કીચલુ વગેરેને હુકમો આપવામાં આવ્યાકે, તમારે ભાષણો કરવાં નહિ. આ રાજ્યનીતિ ઓડવાયરની હતી, અને વડી સરકારે તેને ઉત્તેજન આપ્યું. તેમણે કહ્યું. કે એમાં અમારૂં સમર્થન છે. કયા ઉપાયો આવી સ્થિતિમાં અશાંતિ દબાવે, તે વિચારવાનું હતું, અને તે સત્તા પ્રાંતિક સરકારને આપી દેવામાં આવી. ડો. સત્યપાલ અને ડો. કીચલ્યુએ કાંઈ કર્યું નહિ. હવે છઠ્ઠી તારીખ શાંતિમાં પસાર થઈ. તે પછી પંજાબની શાંતિનો સવાલ આગળ આવે છે. તા૦ ૭ મીએ પંજાબની ધારાસભામાં ઓડવાયરે ભાષણ આપ્યું કે જેઓ રોલેટ કાયદા સામે ચળવળ કરશે તેમને સજા કરવામાં આવશે. પ્રજામત એવો છે કે, આવા કાય-

દાની સામે પોકાર ઉઠાવવો જોઇએ. સનદશીર ઉપાયો (Constitutional means ) થી વિરૂદ્ધ થઇને ચળવળ ચલાવવામાં આવે તો તે એક મોટો સવાલ હતો. પરંતુ અમુક વિચાર રજુ કરવાનો આપણને હક્ક છે કે નહિ, એ સવાલ જુદો છે. લોકોને એ પ્રમાણેનો એવો હક્ક છે. એવા હકકો જેમણે જેમણે પંજાબમાં વાપર્યા તેમની ઉપર આટલું બધું દુઃખ આવી પડયું, ત્યારે મુંબાઇમાં ડહાપણ વાપરવામાં આવ્યું. ઓડવાયરે ૭ મીએ એવું ભાષણ કર્યું. તે પ્રમાણે વસ્તુ સ્થિતિ હોતતો સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું હતું તેમ તે "કાયદાના તત્ત્વ વગરનો કાયદો" Lawless Law ગણાય. અને જ્યારે કીચલ્યુ તથા સત્યપાલ સામે હુકમો કાઢવામાં આવ્યા, અને તે હુકમોનો અમલ કરવામાં આવ્યો તે ઘણો ખરાબ દિવસ કાળા દિવસ તરીકે ગણાશે. ૧૦ મીના એમના હુકમથી ૧૦ વાગે કીચલ્યુ તથા સત્યપાલને મોકલાવી દેવામાં આવ્યા. અમ્રતસરના લોકોને સ્વાભાવિક રીતે અણગમો થયો. તેમણે દુકાનો બંધ કરી દીધી. સરકાર સમજી શકી હોત તો ગંભીર પરિણામ આવત નહિ. અમદાવાદમાં ગાંધીજી છે તેમ અમ્રતસરમાં કીચલ્યુ તથા સત્યપાલ છે. ગાંધીજીને છોડી દેવાથી અમદાવાદમાં શાંતિ પથરાઇ ગઇ હતી, સુરતમાં પણ તોફાન થવાની તૈયારી હતી ત્યાં શાંતિ થઈ ગઇ, એ અનુભવની વાત છે, અમે જોયલી વાત છે. અમે લોકોને કહ્યું કે, ગાંધીજીને પકડવામા આવ્યા તેથી તેમની તો હર્ષની લાગણી છે. એટલે તેમણે પોતાની લાકડીઓ છાપરાંપર ફેંકી દીધી. સર માઈકલ ઓડવાયર સમજી શકયા હોત તો આવા કમનસીબ બનાવો બનવા પામ્યા ન હોત. લોકોની સાથે મમતથી કામ લેવામાં આવ્યુ ત્યારે લોકોએ મમત પકડયો અને જ્યાં લોકોની સાથે શાંતિથી કામ લેવામાં આવ્યું ત્યાં લોકોએ પણ શાંતિ પકડી. ( તાળીઓ.)

આટલા વિવેચન પછી ઠરાવપર મત લેવામાં આવતાં સર્વાનુમતે તે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ત્રીજો. હંટર કમિટિ માટે અસંતોષ.

(૧) "પંજાબનાં રમખાણની તપાસ કરવા બાદશાહી કમીશન નીમાયું નથી, પરંતુ હિન્દી સરકારે કમિટિ નીમી છે તે વિષે આ પરિષદ્ પોતાનો અસંતોષ જાહેર કરે છે".

(૨) "માર્શલલોની હકુમત દરમ્યાન સમર અને બીજી માર્શલલોની કોરટો સ્થાપવામાં આવી હતી રહેના હુકમથી જે સજાઓ કરવામાં આવી છે તે વિષે ફરી તપાસ કરવાને જે ન્યાયાધીશોને હાલ હિન્દી સરકારે નીમ્યા છે તેઓ

પ્રજાને વિશ્વાસપાત્ર લાગતા નથી. અને તેમને વધારાનો પુરાવો લેવાની સતા નથી તેથી આ પરિષદ્ અગ્રુગમો જાહેર કરે છે અને તે બન્ને ન્યાયાધીશો હાઇ કોર્ટના જજની પદવી ધરાવતા અને પંજાબ સાથે કંઇપણ સંબંધ ન હોય એવા સ્વતંત્ર વીચાર માટે પંકાયલા, કુશળ ધારા શાસ્ત્રી હોવા જોઇએ, અને તે ન્યાયાધીશોને ઉપર મુજબ પુરાવો લેવાની સતા આપવી જોઇએ, એવો આ પરિષદ્નો અભિપ્રાય છે".

"(૩) ઉપર મુજબ નીમાયલી કમિટી અને ન્યાયાધીશોનું કામ પ્રજાની દ્રષ્ટિથી સંતોષકારક અને સફળ નીવડે તે માટે જરૂરી પુરાવો રજુ કરવા સારૂ માર્શલલોની કોરટોના હુકમથી પંજાબના જે આગેવાનોને કેદ કરવામાં આવ્યા છે તેમને વિષે તપાસનું પરિણામ આવે ત્યાં સુધી તેમને જામીન ઉપર છોડવાની આ પરિષદ્ સરકારને વિનંતિ કરે છે".

ઉપરોક્ત ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરતાં **રા. જમનાદાસ માધવજી મહેતા (મુંબાઇ)** એ કહ્યુઃ—

આપણે જાણીએ છીએ કે મે મહિનાની આખરે આમની સભામાં મી. મોંટેગ્યુએ પંજાબના ગમખ્વાર બનાવોની તપાસ કરવાને માટે એક કમીશન અગર કમિટિ નીમવાનું વચન આપ્યું હતું. તે વચન પાળતાં તેને પાંચ માસ લાગ્યા છે. આવી અગત્યની બાબતમાં આટલો અસાધારણ વિલંબ થવાનું શું કારણ હશે? તે આપણે સમજી શકતા નહોતા. પરંતુ હવે સાધારણ બુદ્ધિના માણસોને પણ સ્પષ્ટ રીતે સમજી શકાશે તેવું કારણ જાહેર થયું છે. પ્રજા ઉપર સીતમ ગુજારનાર સુલેહ શાન્તિને નામે નિર્દોષ લોકો પર અનેક અત્યાચાર કરનાર અમલદાર વર્ગને પહેલાં તેઓના અઘોરકૃત્યો માટે સંપુર્ણ મુકિત આપ્યા બાદજ તપાસ કરવાની હિંમત સરકાર કરી શકી છે. કમિટિની તપાસનું પરિણામ ગમે તે આવો પરન્તુ અપકૃત્ય કરનાર અમલદારને કાંઇ આંચ આવવી નહિ જોઇએ એવા સિધાન્ત પર તપાસ ચલાવવાની વ્યવસ્થા થઇ છે. ન્યાય થયા પહેલાં આરોપીઓને અભય વચન આપી દેવું એ ન્યાયની મશ્કરી કરવા જેવું અને સરકારની ન્યાયવૃત્તિને લાંછન લગાડવા જેવું છે. વળી આ કમિટિની નીમ ણુક કરનાર હિન્દી પ્રધાન નહિ પરંતુ હિન્દુસ્થાનની સરકાર છે એ પણ ઓછું ખેદજનક નથી. પંજાબમાં બનેલા અત્યાચારોમાં હિન્દી સરકારનો સંપુર્ણ ટેકો હતો એ ગઈ તા ૧૪ એપ્રીલના હિન્દી સરકારના ઠરાવ પરથી સંપુર્ણ રીતે સ્પષ્ટ થઈ શકશે. તો પછી તેજ અત્યાચારોની તપાસ કરનારી કમિટિ હિન્દી સરકાર નીમે ત્યાં સત્ય તથા ન્યાય કેવી રીતે પ્રકટી શકે એધારવું સરલ છે.

આરોપીનેજ ન્યાયાધીશ નિમવાનો હક આપો એ ન્યાયાધીશ સ્વતંત્ર કેમ હોઇ શકે. પંજાબમાં માર્શલલોના પ્રચાર દરમ્યાન જે કોર્ટો સ્થાપવામાં આવી હતી તેની પાસે રજુ થયેલા આરોપીઓને જયુરીનું સંરક્ષણ નહિ. તેમની ઇચ્છાનુસાર વકીલ બેરીસ્ટરની સલાહ અને મદદ નહિ. જ્યારે અધિકારી વર્ગ પર આરોપ આવે ત્યારે ન્યાયાધીશ પણ તેઓ નીમે. હવે ન્યાયનો ભવાડોજ થાય છે તેમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી.

પંજાબના જે લોકોને માર્શલલો કોર્ટોએ સજા કરી છે તેમાંથી કેટલીક અપીલો પ્રીવી કાઉન્સીલ પર ગઇ છે, તેને માટે હાલ આપણે કાંઇ કહેવું નથી. પરંતુ કેટલાક દાખલા એવા છે કે જેમાં કહેવાતા ગુનહેગારને અપીલ કરવાનો હક નથી. એવા દાખલાઓમાં અન્યાય તથા સખ્તાઇ થઈ હોય તેનો શો ઉપાય ? આટલું તો ચોકસ છે કે ન્યાયને નામે પંજાબમાં છ માસ પર અતિશય સત્યાનાશ વાળવામાં આવ્યો હતો. જેમ્સ બીજાના વખતમાં જેફ્રીઝ નામનો ન્યાયાધિશ ખુની ન્યાયાધિશ તરિકે જાણીતો થયો હતો, અને તેમાં તે અભિમાન માનતો હતો. પંજાબના કેટલાક ન્યાયાધિશો જેફ્રીઝને પણ ભુલાવે તેવા સાબિત થઇ ચુકયા છે. તેઓના જુલમના ભોગ થઇ પડેલા આપણા પંજાબના ભાઇઓને સજાઓ થઇ છે તેનું નિરિક્ષણ કરવા જે ન્યાયાધિશોને નીમ્યા છે તે પ્રજાનો કંઇ પણ વિશ્વાસ મેળવી શકશે નહિ. જે ન્યાય કરવા સ્વતંત્ર નથી તે ન્યાયાધિશ નહિ પણ એક ખાલી ખોખું છે, એક મોટો દંભ છે, ઠગબાજી છે. આ અમલદારો પંજાબની સરકારના નોકરો છે, અને સાધારણ દરજ્જાના ન્યાયાધિશો છે. સરકારને ખરેખર ન્યાય કરવો હોય તો પંજાબ સાથે કંઇ પણ સંબંધ નહિ ધરાવતા એવા કુશળ સ્વતંત્ર ધારા શાસ્રીઓ જોઇએ. તોજ પ્રજા તેના પર વિશ્વાસ રાખી શકે. વળી તેઓ તેમનું કામ સંતોષકારક રીતે બજાવી શકે તે માટે જરૂરનું છે કે, તેઓને પુરાવો લેવાની છુટ આપવી અને આરોપીઓને પોતાનો બચાવ કરવાની અને તેને માટે કાયદાશાસ્રીઓની સલાહ તથા મદદ લેવાની તક દેવી. તથા તેમ થઇ શકે તે માટે તેઓને તપાસ દરમ્યાન જામીનપર છોડવા. ઉપર પ્રમાણેની આપણી માગણી બીલકુલ વધારે પડતી નથી, પરંતુ ન્યાય તથા સત્યને માટે ઓછામાં ઓછી છે. તેનો એકજ દાખલો આપીશ. પંજાબના અમુક રેલ્વે સ્ટેશન પર એક યુરોપીયન છોકરા પર હુમલો થયો હતો અને તેને માટે કેટલાક માણસોને પકડવામાં આવ્યા હતા. તેમાંથી એક માણસને ફાંસીની સજા કરવામાં આવી હતી. આ માણસે પોતાના બચાવમાં જણાવ્યું હતું કે આ હુમલામાં તેનો કંઇ પણ હાથ નહિ હતો. છોકરાના બાપે પણ પોલીસને એક વખત નહિ પણ દસ વખત જણાવ્યું છે કે તે માણસે એ છોકરાને બીલકુલ પજવયો ન-

હોતો. આ પ્રમાણે ફર્યાદીના પિતાએ જેની સામે કંઇ આરોપ મુકવાની દસ વખત ખુલ્લી ના પાડી તેને પોલીસે પકડી તેના પર કામ ચલાવ્યું અને તેને ફાંસીની સજા થઇ છે. ( શરમ, શરમ ) આ શરમ જેમ સરકારને છે, તેમ આપણને છે, કારણ કે આપણે જો તદ્દન નિર્માલ્ય નહોત તો આપણા પર આટલો જુલમ કરવાની કોઈની હિંમત ચાલત નહિ. મને આશા છે કે આપ આ ઠરાવને સર્વાનુમતે પસાર કરશો. ( તાળીઓ )

આ ઠરાવને અનુમોદન આપતાં રા. ઠાકોરલાલ ચીમનલાલે (ભરૂચ) જણાવ્યું કે:—

જે ઠરાવ રા. જમનાદાસે આપની સમક્ષ મુકયો છે, તેને અનુમોદન આપવાને માટે હું ઉપસ્થિત થયો છું. આપણે પ્રશ્ન એટલોજ કરવાનો છે કે, સરકારનું વલણ વાજબી છે કે કેમ? આ ઠરાવને ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો છે. પહેલા વિભાગમાં અસંતોષ બતાવવામાં આવે છે, બીજા વિભાગમાં અણગમો અને અભિપ્રાય બતાવવામા આવ્યા છે, અને ત્રીજા વિભાગમાં વિનતિ કરવામાં આવી છે. આજે ૩૦ વર્ષો થયાં, અસંતોષના અભિપ્રાય જાહેર કરતા આવ્યા છીએ, અને વિનતિઓ પણ કરી છે, અને જ્યારે ઇંગ્લાંડની સરકાર આપણને જવાબદાર રાજ્યતંત્ર આપવા માગે છે, ત્યારે પણ આપણી સ્થિતિ હજુ અસંતોષ તથા અણગમો જાહેર કરવા જેવી કેમ રહે છે એ પ્રશ્ન ઉદ્ભવે છે. બાળક અઢી વર્ષનું થાય ત્યારે તેને ભૂખ લાગે અને રડે એ કુદરતી છે, કેમકે તેમ કર્યા વિના તેનો છુટકો નથી. પણ જ્યારે એ જીદ કરે, હઠ કરે, હક્ક કરે, બીજા છોકરા પાસેથી કડકો લઈ લે છે, ત્યારે તે મોટી ઉમરે પહોંચેલું છે, એવી પ્રતીતિ થાય છે. છતાં તેવે વખતે આવો અસંતોષ અણગમો વગેરે જાહેર કરવાથી અને વિનતિ કરવાથી આપણી સ્થિતિતો જેવી હતી તેવીને તેવીજ રહી છે, તેમાં કાંઈપણ ફેરફાર થયો નથી. પંજાબમાં આપણી તરફ પશુની માફક વર્તવામાં આવ્યું છે. આપણી સાથે ચલાવવામાં આવેલા વર્તન વિષે થોડો ઘણો મતભેદ હોય, છતાં એટલું તો નિર્વિવાદ રીતે જાણીતુ છે કે, આપણી સાથે પશુની માફક વર્તવામાં આવ્યું છે. મેં રસ્તામાં કમાનપર વાંચ્યું કે; “ શું હિન્દ સામ્રાજ્યનું સાવકું બાળક છે ? ” પણ મને તે પણ વ્યાજબી લાગ્યું નહિ. અરે, સાવકા બાળકની સાથે પણ આવું વર્તન ચલાવાય નહિ. કમમાં કમ સાવકા બાળકને જુદું રાખવામાં આવે છે, પણ તેનાપર બીજી રીતે સખ્ત વર્તન થતું નથી. આવા પ્રકારનો અત્યાચાર, આવા પ્રકારની ગોળીઓ તો સાવકા બાળકપર હોઇ શકે નહિ.

હિન્દના લોકો સામ્રાજ્યમાં પશુ છે કે મનુષ્ય છે ! પંજાબમાં જે હકીકત બની છે તે તો પશુઓને વધારે અનુકુળ આવે એવી છે. અને આપણા જેવાઓએ તો વિનંતિ કરવી વધારે સ્તુતિપાત્ર છે. કહ્યું કે પેટે ચાલો, એટલે ચાલ્યા. ન ચાલ્યા તો તેનો શો બદલો મળ્યો તે આપ જાણો છો. આ બધી સમજ આપણને અત્યાર સુધી નહોતી પડી. પંજાબે એ દાખલો બેસાડયો છે. તમારી પાસે એટલી પણ સત્તા નથી કે, અમને આ આપો ને તે આપો એવી માગણી કરવી. તમારે તો હાજી સાહેબ ! કહીને તે સાહેબના ફરમાન પ્રમાણેજ કામ કરવાનું છે. સરકારની નીતિમાં હવે આપણે લોકો સમજવા લાગ્યા છીએ. જન્મ્યા પછી પોકાર કરવો એ તો જન્મ સિદ્ધ હક્ક છે. પોકાર કરવાનો કુદરતી હક્ક લઇ લેવામાં આવે એમ બની શકે નહિ. હવે તો નવા સુધારા દાખલ થવાના છે. તેમાં પણ માગવું, વિનંતિ કરવી, અસંતોષ જાહેર કરવો, એ વિના બીજો આરો જણાતો નથી. પણ તે અમલમાં મુકાય તે વખતે આપણી શું સ્થિતિ થાય છે તે હવે જોવાનું બાકી રહ્યું છે. તેથી હું તમને વિનંતિ કરૂં છું કે, આ ઠરાવો જે રીતે લખાયા છે, તે રીતે તેમને અનુમોદન આપવું.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં સ્વામી સત્યદેવે હિન્દી ભાષામાં જે ભાષણ આપ્યું હતું તેનો ગુજરાતીમાં અનુવાદ અહિંયાં આપવામાં આવ્યો છેઃ—

આ ઠરાવને વિશેષ અનુમોદન આપવા સંબંધી મને આજ્ઞા કરવામાં આવી છે. આવા ઠરાવના સંબંધમાં એક સંન્યાસી શું કહે? પણ મને અંગત અનુભવ છે, તેથી કેટલીક વાતો હું તમને સંભળાવીશ. મારો જન્મ પંજાબમાં થયો હતો, અને ડા. સત્યપાલજીના મકાનમાં મેં ઘણો સમય ગાળ્યો છે. જલીયાનવાલા બાગની વાત બની તે પહેલાં તા. ૨ જીએ ૧૬ થી ૧૭,૦૦૦ મનુષ્યો સમક્ષ સત્યાગ્રહ પર મેં ભાષણ આપ્યું હતું. જે ઘટનાઓ પંજાબમાં બની છે, તેની પર ઘણાઓ આંસુ પાડે છે. પરંતુ હું તેવા આંસુ પાડનારાઓ-માંનો એક નથી. પંજાબમાં આપણા બંધુઓનુ જે લોહી પડયું છે; તે રાસ્ટ્ર બાંધવામાં ઉપયોગી થઇ પડયું છે. ( તાળીઓ ) એ મૃત્યુ થયાં છે તે તો વીર-માતાના તનુજોને શોભે એવાં મૃત્યુ છે. અરે, આપણે તેનો શોક શા માટે કરવો? શ્રીમદ્ ભગવદ્ગીતા આપણને શીક્ષણ આપે છે કે, આત્માતો અજરામર છે. માત્ર શરીરનો ક્ષય થાય છે, માટે તમારે શોચ નહિ કરતાં આનંદ કરવો જોઇએ. એ મૃત્યુ પામનારાએ તો પોતાનાં જીવન સફળ કર્યાં છે,

હવે આ ઠરાવમાં આપણે માગણી કરીએ છીએ કે, જે તપાસ કરવાને માટે કમીશન નીમાયું છે, તે અનુકુળ હોવું જોઇએ. હું સન્યાસી છું, એટલે રાજાઓનો રાજા છું. ( તાળીઓ ) અને તેથી સરકારને સાવધાન કરૂં છું કે, જો આ પ્રમાણે ચાલશે તો સરકાર ચાલશે નહિ. ( તાળીઓ સાંભળો, સાંભળો ) એનો દાખલો હું તમને આપણા ધર્મશાસ્ત્રોમાંથી આપીશ. મહાભારતતો તમે વાંચ્યુ છે. તેમાં શિશુપાલ તથા કૃષ્ણની વાત વાંચી હશે. કમીશન ન્યાય નહિ કરે તો કૃષ્ણતો અવસ્ય કરશે. કૃષ્ણ બેઠો બેઠો ભુલો ગણી રહ્યો છે, શિશુપાલની ભુલો એવીજ રીતે ગણી હતી. કમીશન એવું બેસવું જોઇએ કે, તે ન્યાય કરે ને અન્યાયીને સજા કરે. અને શાંતિ આપે. ( તાળીઓ ) આ ભારતવર્ષનો ઇતિહાસ બનવાનો સમય છે તેથી તમારે ખાસ તત્પર રહેવું જોઇએ. એક સ્થળે કહેવામાં આવ્યું છે તેમ આ સમયે જેલખાનાને તીર્થસ્થાનો ગણવાનાં છે, અને ફાંસીને મોક્ષ ગણવાનો છે. આ સમય ભારતવર્ષના નવજીવનનો છે, તેથી સરકાર પર રોષ કરવો નહિ, કે દ્વેશ કરવો નહિ. ના, અમારામાં રોષ નથી, દ્વેષ નથી, અમારા હૃદયમાં પ્રેમ છે, પરંતુ અમે તેમને સમજાવીએ છીએ કે, તમારો સંબંધ મશીનગનવાળાઓ ( યાંત્રિકતોપોવાળાઓ ) સાથે બંધાયલો નથી. પરંતુ તમારો સબંધ આત્માને જાણનારાઓ, આત્માને અમર સમજનારાઓની સાથે છે, માટે તમે પ્રેમપૂર્વક ન્યાયપૂર્વક તે સંબંધ જાળવશો, તોજ કલ્યાણ છે. તે વિના નહિ. ( તાળીઓ ) આ ઠરાવને હજી વિશેષ અનુમોદન આપતાં રા. **કાલિદાસ જસકરણ ઝવેરી** ( અમદાવાદ ) એ કહ્યું:—

આ ઠરાવમાં એક વાત એ કહેવામાં આવી છે કે, પંજાબમાં જે રમખાણો થયાં અને જે કેસો ચલાવવામાં આવ્યા તેની તપાસને માટે શાહી કમીશન નીમાવું જોઇએ. એવી માગણી આપણે કરી હતી. તેને બદલે હિંદી સરકાર તરફથી એક કમિટિ નીમવામાં આવી છે. આપણને ખેદ શા માટે થાય છે ? જો હિંદી સરકારે પંજાબની સરકારને કોરો ચેક આપ્યો નહોત તો ફર્યાદ કરવાનું આપણને કારણ નહતું, અને રોયલ કમીશન નીમવામાં આવેલું જોઇતું હતું તેને બદલે કમિટિ નીમવાની સલાહ આપી તેથી ખેદ થાય છે. આ કમિટિ હિંદિ સરકારનેજ ભલામણો કરશે, પોતાનો રિપોર્ટ હિંદી સરકારનેજ મોકલી આપશે, અને જે હિંદી સરકાર ગુન્હેગાર તરીકે છે, તે કેવો ન્યાય આપશે ! ઘણી કમિટિઓના વિરૂદ્ધ રીપોર્ટો હોય છે, તે બીલકુલ બહાર પાડવામાં આવતા નથી. તમને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે મેકોનીકી કમીશનનો રીપોર્ટ બહાર પાડવામાં આવ્યો નહતો. જો આ કમિટિનો રીપોર્ટ પણ તેવોજ નીકળે તો આપણે આશ્ચર્ય પામીશું નહિ. ઠરાવના બીજા ભાગમાં બીજો મુદ્દો રજુ કરવામાં આવ્યો છે. ના. માલવીયા સાહેબે ( તાળીઓ ) એવી દરખાસ્ત રજુ કરી હતી

કે, સદરહુ કમીશનને ફરી પુરાવો લેવાની તથા તે સંબંધમાં યોગ્ય ન્યાય આપવાની સત્તા હોવી જોઇએ. પરંતુ તે દરખાસ્તની હિંદી સરકારે અવગણના કરી. તેજ હિંદી સરકારને મુક્તિ આપનારો કાયદો પસાર કરવાનું ગમ્યું. આપણે તો માત્ર હિંદી સરકારને પંજાબના ભાઇઓને ન્યાય આપાવવાને માટેજ ફરી તપાસની માગણી કરીએ છીએ તે બાબતમાં હાઇકોર્ટોને સંપુર્ણ સત્તા આપવાની જરૂર છે. રીવીઝન માટે જે કોર્ટ બેઠી છે તે માત્ર ભલામણો કરશે, તેમને પુરાવો લેવાની સત્તા નથી, કેટલાક પુરાવા તો નોંધાયા પણ નથી, તે કાગળીયામાં પણ દેખાય તેમ નથી. રાતના નવ નવ વાગ્યે તહોમતદારોને બોલાવવામાં આવ્યા હતા, અને રાતના ૧૧ વાગતાં ન્યાય અપાયલો હોવાના દાખલા મોજુદ છે. અને આ રીવીઝનને માટે પંજાબની હાઇકોર્ટનાજ ન્યાયાધીશોની નીમણુંક કરવામાં આવી છે. માનવ સ્વભાવ તો તમે જાણોછો. તે ન્યાયાધિશોમાંના એક ભાઇ મહમદઅલી તથા શૌક્ત અલીના સબંધમાં ન્યાય આપનાર હતા. તેમણે કેવો ન્યાય આપ્યો ? તે તો આપણે જાણીએ છીએ. એ ન્યાયાધીશો શું ન્યાય આપવાના હતા ? અને એ ન્યાયાધીશો તો સમરી કોરટો ( તાકીદે કામ ચલાવનારી અદાલતો ) ના ચુકાદાની તપાસ કરનાર છે. એથી આપણને શો લાભ ? એવા ન્યાયાધિશોની આપણને આવશ્યકતા નથી. આપણે માટે કેવા ન્યાયાધિશો જોઇએ ? જસ્ટીસ અબ્દુર રહીમ જેવા ખુશામત કરનારા અને પોતાનુંજ કલ્યાણ ઇચ્છનારા ન્યાયાધીશો આપણે જોઇતા નથી. પ્રજાનો અવાજ આપણા દેશમાં શામાટે સંભળાતો નથી ! સીવીલ સર્વીસનો જુલ્મ પ્રજાએ ક્યાં સુધી સહન કરવો ? આ સ્થાનિક પ્રશ્ન નથી, પરંતુ આખા હિંદનો સવાલ છે. ઓડવાયરે ચણો દાબી જોયો છે. હોમ રૂલની હીલચાલ દાબી દેવામાં લોર્ડ ચેમ્સફોર્ડ અને મદ્રાસની સરકાર પાછાં પડયાં છે. તેવીજ રીતે લોકોને મારી નાખવામાં તથા ડરાવવામાં જે ઇરાદો હતો તે પણ નિષ્ફળ નિવડયો છે. આ પરિષદ સમક્ષ તે સબંધમાં જે ઠરાવ રજુ કરવામાં આવ્યો છે, તેને હું આશા રાખી શકે તમે સર્વાનુમતે પસાર કરશો. ( તાળીઓ )

તે પછી ઠરાવપર મત લેવામાં આવતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ચોથો મુક્તિ આપનારો કાયદો.

**"અમલદાર વર્ગને પોતાના કૃત્યોની જવાબદારીથી મુક્તિ આપતો જે કાયદો વડી ધારાસભામાં પસાર કરવામાં આવ્યો છે તે સામે આ પરિષદ્ પોતાનો સખ્ત અણગમો જાહેર કરે છે."**

આ ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતાં રા૦ મગનભાઇ ચતુરભાઇ પટેલે (અમદાવાદ) કહ્યું:—

આ ઠરાવમાં કૃત્ય જે શબ્દ છે, તેને કાયદામાં અપકૃત્ય ( Wrong ) કહે છે. અંગ્રેજ સરકારનું રાજ્ય જ્યારથી હિંદુસ્તાનમાં દાખલ થયું છે, ત્યારથી એક સુત્ર તરીકે સ્વીકારવામાં આવ્યું છે કે, રાજ્ય કાયદા વિરૂદ્ધના કોઈ પણ કૃત્યને માન્ય કરશે નહિ અને એવા કૃત્ય માટે દંડ કરવામાં રાજા તથા પ્રજા વચ્ચે કોઈપણ પ્રકારનો ભેદ ગણવામાં આવશે નહિ. એવો કાયદો આપણી મનુસ્મૃતિમાં પણ છે. રાજદંડ એ રાજાઓનું સુપ્રસિદ્ધ ચિન્હ છે, અને તેને માટે કહેવામાં આવ્યું છે કે, હે રાજન આજ રાજ દંડ છે, તેનો જો તું દુરૂપયોગ કરીશ તો એ તને હણશે ? આવા સુત્રને માટે, આવા રાજ્યને માટે હિંદની પ્રજા એક રીતે આનંદ પામતી હતી. પરંતુ હવે કાળચક્ર ફરતું જાય છે. હિંદના હતભાગ્યે કે સદભાગ્યે સમાન દ્રષ્ટિમાં વિષમ દ્રષ્ટિનો સંચાર થતો જાય છે, અને તેનો મૂર્તિમાન દાખલો આ કાયદો છે. આ કાયદો અમલદારી વર્ગને માટે નહિ પણ કોઈ બીજાઓને માટે પસાર કરવામાં આવ્યો હોવો જોઇએ, કેમકે અમલદારોના બચાવને માટે તો સરકારી કલમ હંમેશને માટે તૈયારજ છે. હિંદી સરકારને આ કાયદાની તરફેણમાં ફક્ત બે અભિપ્રાયો મળ્યા છે, એક મ. ગાંધીજીનો અને બીજો સરદીનશાહ વાચ્છાનો. સર દીનશાહ વાચ્છા કહે છે કે, આવો કાયદો પસાર થાય તેમાં કાંઈ વાંધો નથી. તેથી ઉલટી રીતે પંડિત મદન મોહન માલવીયાએ કહ્યું હતું કે જો એ કાયદો પસાર કરવામાં આવે તો તેમાં ખુદ ઇંગ્લાંડની બદનામી છે. આવા વિરોધ છતાં એ કાયદો પસાર કર્યો. એક કાયદો પસાર કરી, તેનો અમલ કરવાને માટે તે અમલદારોને સોંપ્યો, અને અમલદાર તેનો અમલ કરવામાં ગેરવર્તણુંક કરે અને પાછું કાયદાને ફરી જઇને અમલદારોને બચાવવા ગેરવર્તનને સદ્વર્તન તરીકે ગણી લેવું પડે તેવા અમલદારો શું હિંદપર રાજ્ય કરવાને લાયક છે ? સમાન રાજ્ય દંડ હોવો જોઇએ આપણે રાજ્યદંડ સામે પોકાર કરતા નથી. નવા કરેલા અપવાદ સામે પ્રજાનો પોકાર છે. આપણા પોકારના સમર્થનમાં આપણે બે કારણો આપી શકીએ છીએ. એક વાત તો એ છે કે, આ કાયદો પસાર કરવામાં સરકારે માર્શલ લૉ—લશ્કરી કાયદાની પ્રણાલિકા ચલાવી છે. તે પ્રણાલિકામાં અનેક અમલદારોએ અનેક ગેરવતનો કર્યાં છે. તેઓ કદાચ કહેશે, અમે ગભરાટમાં પડી ગયા હતા, અને ગભરાટમાં વિચાર કરવાનો વખત ન મળે. ત્યારે તેવે વખતે તેમણે કેવાં અપકૃત્યો કર્યાં છે, તે અમને જોવાદો એમ આપણે કહીએ છીએ. આપણે કહીએ છીએ કે ઉભા રહો, જોવાદો મુઠીમાં વાત રાખી છે, એમ નહિ બને; ત્યારે આપણને કહેવામાં આવે છે કે કમીશન બેઠું છે તે તપાસ કરી શું શું

અત્યાચારો કર્યા છે તેનો નિર્ણય કરશે અને ત્યાર પછી અમલદારની ગભરામણ અને એમના મનની સ્થિતિનો વિચાર થશે. હમણાં કાયદો બંધ રાખવા હરકત નથી. પણ સરકાર તો કહે છે કે, એમ નહિ બને. અમે અભય વચન આપ્યું છે કે, તમે જે જે કાર્યો કર્યાં છે, તે તે છાવરવાને માટે અમે તૈયાર છીએ. ના સાંભળી શકાય એવાં, ના જોઇ શકાય એવાં, ના વિચારી શકાય એવાં અપકૃત્યો થયાં છતાં એમને છાવરવા માટે મુંબાઇના ગરીબ ગાય જેવા અને વિવેકે વિદ્વાન બ્રાહ્મણ જેવા લાઉન્ડસપણ વડી ધારાસભામાં લાયન ( સિંહ ) બની ગયા. સારામાં સારા માણસોને એમણે ગાળો દીધી અને તેમને તરછોડી નાખ્યા. ઈંગ્લાંડનો દાખલો લશ્કરી કાયદાને માટે આપવામાં આવે છે, પરંતુ ઇંગ્લાંડમાં માર્શલ લૉ છેજ નહિ. ત્યાં સર્વનો પોતાનો બચાવ કરવાનો, બચાવમાં સામો માર મારવાનો હક છે. ઇંગ્લાંડમાં એવી સ્થિતિ છે, ત્યારે આપણે ત્યાં તેથી તદન ઉલટી સ્થિતિ છે, માર ખાધાજ કરો એ આપણો હક છે!

બીજી વાત એ છે કે, સાધારણ નિયમે જેણે કાયદાનો ભંગ કર્યો હોય, તેણે તેવો ભંગ કર્યો નથી એ સાબીત કરવાનો બોજો જેની ઉપર કામ ચલાવવામાં આવે તેના ઉપર છે, પણ હિંદુસ્થાન, એ ઇંગ્લાંડ નથી. લૉર્ડ ચેમ્સફોર્ડ તો મોગલની ગાદી ઉપર છે તેતો ઉલટો કાયદાનો ભંગ કર્યો તે અયોગ્ય હતું એમ સાબીત કરવાનો બોજો તમારી પર નાખે છે. જેમણે ગરદન માર્યા હોય, તેતો પરમેશ્વરના ખોળામાંજ જઇને બેસે છે! કેમકે સેક્રેટરી તેમને મુક્તિનું સર્ટીફીકેટ આપે છે. આ બે કારણોને લીધે આ ઠરાવમાં સભ્યતાથી અણગમો બતાવ્યો છે. મને તો તેમાં આપણો તિરસ્કાર બતાવવામાં આવ્યો છે, એમજ લાગે છે. ( તાળીઓ. )

ઉપરોક્ત ઠરાવને મીયાંસાહેબ અલીભાઇ હમદાની ( સુરત ) એ અનુમોદન આપતા કહ્યું,

જે ઠરાવને ટેકો આપવાને હું ઉભો થયોછું, તે તમે સારી રીતે જાણો છો. એ સંબંધમાં મારૂં કહેવું એમ છે કે, જેજે બન્યું તેથી લૉર્ડ ચેમ્સફોર્ડની સરકાર ગભરાઈ ગઇ. પંજાબના બનાવો વિષે પોકાર ઘણો થયો ત્યારે લૉર્ડ ચેમ્સફર્ડને બીક લાગીકે, કદાચ આખા યુરોપમાં ફજેત થઇ જઇશ. ત્યારે એમ કહેવામાં આવ્યું કે, તપાસ કરવાને માટે અમે પગલાભરીએ છીએ, અને તેથી કમિટિ નીમવામાં આવી. આવી રીતે હિન્દી સરકારે કમિટિ તો નીમી, પણ કોઈ પોતાનો ઇન્સાફ પોતે કરે કે ? ! કોઈ બાબત નહિ. આપણે શહેનશાહી કમિટિ જોઇતી હતી. જો લૉર્ડ હાર્ડીંજ જેવા કુનેહદાર વાયસરાય હોતતો આવા બનાવો કદીપણ બનવા પામત નહિ. હું તો કહું છું કે, પંજાબમાં કાંઇ પણ

રમખાણુ જેવું થયું નથી. કોણે કીલ્લો સર કર્યો હતો. કોણે ઘેરો ઘાલ્યો હતો. કોણે બળવો કર્યો હતો કે વિમાનો ઉડાડવામાં આવ્યાં, તેમાંથી બોંબો નાખવામાં આવ્યા વગેરે ! સ્ત્રીઓ બચ્ચાંને પણ આથી નુકસાન થયું છે. અને આવા મોટા બળવામાં ; કેટલા હજારો કે લાખ આદમી માર્યું ગયું તેનો પત્તો નથી. હા, જો કોઈ લશ્કર ચઢી આવ્યું હોય ત્યારે તો માર્શલ લૉ ( લશ્કરી કાયદો ) કરવો જોઇએ. લોર્ડ હાર્ડીંજમાં કેટલો બધો તફાવત હતો તે આપણે જાણીએ છીએ. દિલ્હીમાં લોર્ડ હાર્ડીંજ પુર બહારની સવારીમાં જતા હતાં. તેમાં કોઈ ખરાબ આદમીએ તેમનીપર બોંબ ફેંકયો. તેથી તેમને ઇજા થઇ, છતાં લોર્ડ હાર્ડીંજ એક અક્ષર પણ બોલ્યા નથી. જો તેમને બદલે લોર્ડ ચેમ્સફર્ડ હોત તો, કાંઇપણ બાકી રાખવામાં આવ્યું ન હોત. લોર્ડ ચેમ્સ્ફર્ડે, જાણ્યું કે રૈયત પોકાર કરશે તો પોકળ ફુટશે. શહેનશાહ હરકત કાઢે તો શરમાવા જેવું થાય, તેથી બીલકુલ કાંટોજ કાઢી નાખ્યો, અને આ માફી આપનારો કાયદો પસાર કર્યો, અફસોસ છે કે, આવા બનાવો બન્યા છે. પરન્તુ તે લોકો યાદ કરતા નથી કે,

તુલસી હાય ગરીબકી, હરસે સહી ન જાય,
મુવે ઢોરકે ચામસે, લોહ ભસ્મ હોજાય.

લોકોની હાય એવી ખરાબ છે કે, તેનો કોઈ રીતે નતીજો નથી. તો અમારૂં કહેવું એવું છે કે, અમારા લોર્ડ, હાલના મુંબાઈના ગવર્નર સાહેબનો જેવું વલણ લો. અમદાવાદનું રમખાણ, વીરમગામનું રમખાણુ ઓછાં નથી. પરંતુ આપણા હાલના મુંબાઇના ગવર્નર સાહેબે કેવું સરસ વલણ લીધેલું છે અને તે જાળવી રાખ્યું છે. આ મુક્તિ આપનારા કાયદાને અમે તદન વખોડી કાઢીએ છીએ. આ કાયદા માટે અમારા કેટલાક હિન્દી મેમ્બરોએ સંમતી આપી છે, તેમને શરમ છે. મ૦ ગાંધીજી અને બીજાઓ સત્યાગ્રહની વાતો કરે છે, પણ હું સત્યાગ્રહને માનતો નથી. સત્યાગ્રહ કયારે થઈ શકે ? ! સત્યાગ્રહ ત્યારેજ થઇ શકે કે, આખું હિન્દ એવો ઠરાવ કરે કે, સરકારની કોઇપણ રાજનીતિમાં આડા આવવું નહિ. સર્વ પ્રકારનો જુલમ પોતાની જાતપર ખેંચી લેવો, અને ત્યાર પછી બધા મળીને હાય મારો ! સત્યાગ્રહ ત્યારેજ પળાયકે, જ્યારે ધારાસભાના સઘળા મેમ્બરો એક સાથે રાજીનામાં આપે પણ તેમાં મારા જેવા ખુશામતીયાઓ હોય છે, તેઓ હાજી હા ભણે છે, અને જ્યારે બીજા રાજીનામાં આપે ત્યારે તેમની જગ્યા લેવાને તત્પર હોય છે. તેમ ન થવું જોઇએ. જો ઉપર કહ્યો તેવો સત્યાગ્રહ પળાય તો એક વર્ષમાં સ્વરાજ્ય મળી જાય. તે વિના નહિ. ( તાળીઓ. )

પ્રસ્તુત ઠરાવને વિશેષ અનુમોદન આપતાં નડીયાદવાળા રા૦ ફુલચંદ બાપુજી શાહે જણાવ્યું:—

મુક્તિના કાયદા વિરૂદ્ધ આપણો આ ઠરાવ છે. મુક્તિ તે કોને માટે. આપણા ધર્મમાં તથા મુસલમાની ધર્મમાં જે માણસ સદ્વર્તન કરતો હોય, પરમાર્થ કરતો હોય તેને મુક્તિ મળે છે. તેથી ઉલટી રીતે બ્રિટિશ રાજ્યમાં અસદવર્તન કરનારને મોક્ષ,–મુક્તિ મળે છે. અંહીયાં રાજમાર્ગ વામમાર્ગ બની જાય છે. રાજમાર્ગ એ શુદ્ધ માર્ગ છે. વામ માર્ગમાં અનેક બલિદાનો આપવાં પડે છે, હત્યાઓ કરવી પડે છે, અપકૃત્યો કરવાં પડે છે. હિન્દી સરકાર એમ માની બેઠી છે કે, જો સખ્તાઈ વાપરવામાં આવશે તો રાજકીય ચળવળ દાબી દઈ શકાશે. બાળકોપર સખ્તાઈ વાપરવાથી તેઓ દબાઈ જાય છે, પરંતુ હિન્દી પ્રજા હવે બાળક નથી. એક મહાત્માએ તો એટલે સુધી પોતાના એક પત્રમાં લખ્યું છે કે, અમે પંજાબમાં મોટી ધાડ મારી છે, તે એવી મોટીકે આવતાં ૫૦ વર્ષો સુધી હિન્દ ઉભું થવા નહિ પામે. પંજાબને તો ખરેખર દબાવી નાખ્યું છે. ન સાંભળી શકાય એવા બનાવો પંજાબમાં બનવા પામ્યા છે. વડી ધારાસભામાં આ મુક્તિના કાયદા સામે પંડિત મદન મોહન માલવીયાએ ઘણો સખ્ત વાંધો લીધો હતો. એવા અત્યાચારીઓને તો કદીપણ માફી આપવી જોઇએ નહિ. પણ વડી ધારાસભાનું બંધારણ એવું છે કે, તેઓ ચાહે તે કરી શકે છે. કેટલાકો તો મશ્કરીમાં એમ કહે છે કે, અમે ઇશ્વરના કાયદાનું પણ ઉલ્લંઘન કરી શકીએ છીએ. આ કાયદા વિષે આપણા આગેવાનોમાં બે મતભેદ છે. મ૦ ગાંધીજીએ આ કાયદા માટે હરકત લીધી નથી, પરંતુ મ૦ ગાંધીજી માટે હું કહું છું કે, તેઓ આ કાયદાને ન્યાય યુક્ત ગણતા નથી. ઇંગ્લાંડ તથા બીજી જગ્યાઓએ લશ્કરી કાયદાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને ત્યાં આવા કાયદા પસાર કરવામાં આવ્યા હતા, એમ આપણને કહેવામાં આવે છે. પરંતુ આપણે ઇતિહાસ બરોબર તપાસવો જોઇએ. ઇંગ્લાંડના ઈતિહાસમાં આપણને માલુમ પડેછે કે, જ્યારે આવાં બીલ પસાર થઈ ગયલાં તે વખતે ખાસ લડાઇ જેવા પ્રસંગો હતા. પંજાબમાં એવો પ્રસંગ ન હતો. પંડિત રામભજદત્તજીએ છેવટ સુધી શાંતિ જાળવી રાખી હતી. જે વખતે ગોળીબાર નહિ થતા હતા તે વખતે લોકોને શાંત રાખવા માટે રામભજદત્તજીએ અથાગ પ્રયત્નો કર્યા હતા, અને તેમ કરવા માટે ગોળીઓના માર વચ્ચે તેમને તોફાની ઘોડાપર ઉભા રાખવામાં આવ્યા હતા, તથા વીજળીની પેટીપર ઉભા રાખવામાં આવ્યા હતા. એવાઓને માફી આપવામાં આવે તેના જેવું બીજું શરમ ભરેલું કાંઇ છે નહિ. અહીંના અમલદારોને આ વખતે છોડી મુકવામાં

આવશે, અને તેટલા માટેજ તેમણે આ અન્યાયી બીલ પાસ કરાવ્યું છે. શરમની વાત છે કે. એક રાજ્ય, બલવાન અને સત્તાધારી રાજ્ય, નિ:શસ્ત્ર પ્રજા ઉપર બાયલાની જેમ હુમલા કરે. અલબત્ત, આપણે સરકારને સત્વહીન જોવા માગતા નથી. છતાં પણ રાજ્યને સત્વશીલ બનાવવાની ખાતર પણ નબળાપર ઘા કરતાં તેમને આપણે અટકાવવા જોઇએ. આમાં નાના અમલદારોનો ઝાઝો દોષ નથી, પરંતુ લોર્ડ ચેમ્સફર્ડ તથા સર માઇકલ ઓડવાયર જેવાઓને જતા કરવા ન જોઇએ, અને આપણે માગણી કરીએ છીએ કે, પાર્લામેન્ટ આપણને ન્યાય આપે, સર માઇકલ ઓડવાયરની તપાસ કરવામાં આવે, અને લોર્ડ ચેમ્સફર્ડને હિન્દમાંથી વાયસરોયના ઓદ્ધા પરથી પાછા બોલાવી લેવામાં આવે. ( તાળીઓ. )

એજ ઠરાવને હજી અધિક અનુમોદન આપતાં ગોધરાનિવાસી રા૦ મણિલાલ હરિલાલ મહેતાએ પોતાના વ્યાખ્યાનમાં કહ્યું:—

આ ઠરાવ વિષે મારે માત્ર બે શબ્દો બોલવાના છે.

આ કાયદાની જરૂર શા માટે ? તેનો વિચાર કરવો જોઇએ. એને માટે આપણે વિચારવું જોઇએ કે, એ કાયદાની પહેલાં શું શું થયેલું હતું ? એ કાયદો પસાર કરવામાં આવ્યો તે પહેલાં શું શું બનાવો બન્યા હતા ! તે વિષે ઠરાવો પસાર થઈ ગયા છે, તે પરથી તમે જાણી શકયા હશો. પ્રશ્ન એ ઉભો થાય છે કે, મુક્તિ આપવી કોને ? અને શા માટે ? શું વગર વિચાર્યું કામ કર્યું તેને માટે મુક્તિ આપવાની છે ? લક્ષમાં રાખજો કે, પંજાબમાં જો-હુકમી થઈ છે તેવીજ રીતે વડી ધારાસભામાં પણ થઇ છે. આપણી જે કાઉંસીલો ( ધારાસભાઓ ) છે, તે પણ કેવા પ્રકારની છે, તે આપણે જોઈ રહ્યા છીએ. આપણા સભાસદોને એ કાઉંસીલોમાં ફક્ત જોઇ રહેવાનું અને બડબડાટ કરવાનું છે. એક જાતની નવાબી શરૂ થઈ છે, એમ લાગે છે. હિંદની ગાદી એકવાર ફરીથી દિલ્હીમાં, આવી તેથી પુરાતન ઢબની નવાબી એકવાર ફરીથી શરૂ થઇ હોય તો તે સંભવે છે. મુસલમાની નવાબીની અસર આવી હોય એમ જણાય છે. અરે, તેમાં પણ ભેદ છે. તે વખતે પ્રજા અને રાજ્યકર્તા કોમ એકજ દેશનાં હતાં. આ વખતે તો વિદેશી પ્રજા રાજ્ય ચલાવે છે, આવી આપ ખુદ સત્તા શાંતિથી રમખાણને દબાવી શકેજ નહિ. વળી તેમણે જે સત્તાનો દુરૂપયોગ કર્યો છે, તે નકામો કર્યો છે તેમ કરવાની જરૂર ન હતી. વિમાનોની અંદરથી બોંબ ફેંકવામાં આવ્યા, તેની શી જરૂર હતી ?! કદાચ તેનું કારણ એમ લાગશે કે, સરહદ ઉપર એવી સ્થિતિ હતી, અને તેથી દુશ્મનોનું લશ્કર આવી શકે નહિ અને આપણા લોકો મારફતે તેમને કશી ખબર મળે નહિ. તેટલા

માટે હવાઇ વિમાનોની ગોઠવણ કરવામાં આવી. પરંતુ આપણી ગરીબ રાંકડી પ્રજા આમાનું કશું કરી શકે નહિ. તે છતાં પણ અમલદારોએ આ માર્ગ લીધો અને તેમણે ઘણા નિર્દોષ માણસોને મારવામાં અને સજા કરવામાં આવી એમ કર્યું, તેમાં હવે અગત્યનો સવાલ ઉભો થાય છે કે એમ કરવાની અગત્ય હતી કે નહિ? એ પૂરવાર કરવાનો બોજો સાધારણરીતે અમલદારપર રહે છે, જેનીપર તહોમત લાગુ પડતું હોય પરંતુ સરકારનો સેક્રેટરી તેને સર્ટીફીકેટ આપે કે તેણે જેજે કર્યું છે તેમાં તેની સદબુદ્ધિ ( Good faith ) હતી તો તેના પુરાવાનો બોજો તેને માથેથી ઉતરી જઈ સામાપક્ષપર આવી પડે છે, આ પ્રમાણે વિરૂદ્ધ ન્યાયનો માર્ગ લેવાયો છે, તેથી આપણે આ ઠરાવ પસાર કરવો પડે છે. તેથી હું આશા રાખું છું કે, તમે આ ઠરાવને અંતઃકરણ પુર્વક ટેકો આપસો. ( તાળીઓ )

આટલું વિવેચન થયા પછીથી ઠરાવપર મત લેવામાં આવતા, તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર થયો હતો,

## ઠરાવ ૫ મો. પંજાબની રાજ્યનીતિ અને સર શંકરનાયર તથા કવિ રવિન્દ્રનાથ ટાગોર.

“ હિંન્દી સરકારે પંજાબની પરિસ્થતિ સંબંધમાં જે પગલાં લીધાં તે સાથે મળતા નહિ થઈ સર શંકરનાયરે પોતાના માનભરેલા હોદ્દાનું રાજીનામું આપ્યું અને હિન્દી મહા કવિ રવીંદ્રનાથ ટાગોરે પંજાબના સખ્તાઇના પગલા સામે પોતાનો સખ્ત અણગમો જાહેર કરી દ્રાવિત હૃદયથી પોતાનો ખિતાબ છોડી દેવાની માગણી કરી અને એ રીતે એ બન્ને મહાન્ હિન્દીઓએ પોતાનું તથા હિન્દનું ગૌરવ જાળવ્યું તે તેમના ડહાપણ અને હિંમત ભર્યા કૃત્યની આ પરિષદ્ અંતઃકરણ પૂર્વક કદર કરે છે. ”

ઉપરોકત ઠરાવ પરિષદ્ સમક્ષ પ્રમુખસ્થાનેથી મુકવામાં આવ્યો હતો, અને તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

ઉપરોકત ઠરાવ પસાર થયો પછી પરિષદ્‌ની બેઠક થોડો સમય મુલ્તવી રાખવામાં આવી હતી. એ થોડા સમય પછી કામકાજની પુનઃ શરૂઆત કરવામાં આવી હતી.

## ઠરાવ છઠ્ઠો. રોલેટ કાયદા સામે અણગમો.

“ આ દેશના લોકોએ તથા વડી ધારાસભાના બીન અધિકારી સભ્યોએ રોલેટ કાયદાની સામે સર્વાનુમતે સખ્ત વિરોધ દર્શાવ્યા છતાં તે

**કાયદો પસાર કરવામાં આવ્યો છે અને તે કાયદો સ્વતંત્રતા અને ન્યાયના સિદ્ધાંતની વિરૂદ્ધ છે તેથી તેની સામે આ પરિષદ સખ્ત અણગમો જાહેર કરે છે, અને સદરહુ કાયદાને નામંજુર કરવા નામદાર શહેનશાહને સલાહ આપવા આ પરિષદ હિંદી પ્રધાનને આગ્રહ કરે છે."**

ઉપલો ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરતાં રા૦ વલ્લભભાઇ ઝવેરભાઈ પટેલે (અમદાવાદ) પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું. કેઃ—

આપણા દેશમાં જે રોલેટ કાયદો પાસ કરવામાં આવ્યો છે તે પ્રજાની સ્વતંત્રતાની હાની કરનાર અને સ્વમાનનો ભંગ કરનાર છે, માટે હિન્દી પ્રધાને તે રદ કરવો જોઇએ, એમ આ ઠરાવમાં કહેવામાં આવ્યું છે. આ રોલેટ કાયદો કેવી રીતે અમલમાં આવ્યો અને તેની શરૂઆત કેવી રીતે થઇ તેનું વિગતવાર વિવેચન કરવાની જરૂર નથી. વધારેમાં વધારે અજ્ઞાન વ્યક્તિ પણ એ કાયદાને જાણે છે. ખુણામાં પડી રહેનાર વ્યકિત પણ તેને કાળા કાયદા તરીકે જાણે છે. આ કાયદાની પુર્વનો કેટલોક ઇતિહાસ આપણે તપાસીશું. આજ ૩૦, ૩૫ વર્ષથી પ્રજાનાં દુઃખો ટાળવાને માટે પ્રજામાં ચાલેલી ચળવળનાં પરિણામોના ફળરૂપે પ્રજામાં પક્ષ પડી ગયા. એક પક્ષ એવો થયો કે, અરજીઓ કરવી, ઠરાવો કરવા અને કાયદેસર ચળવળ ચલાવવી. બીજો પક્ષ એવો થયો કે ફકત અરજીઓ કર્યા કરવાથી કે ઠરાવો કર્યા કરવાથી કાંઇપણ વળવાનું નથી. અને એક નાનો સરખો પક્ષ એવો બંધાયો કે, હિંદુસ્થાનમાં મારપીટ કર્યા સિવાય કાંઇ મળવાનું નથી. તેઓની અંતઃકરણની આવી માન્યતા છે, તેમાં ભુલ છે, પણ તેઓ ખાત્રીથી એમ માને છે. આવો અત્યાચારમાં માનનાર નાનો વર્ગ અસ્તિત્વમાં કેવી રીતે આવ્યો તે જાણવાની જરૂર છે. ટુંકમાં કહીએ તો, Constitutional agitation (કાયદેસર ચળવળ) કરનારને બીલકુલ ઉત્તેજન મળ્યું નહિ. અને તે લોકોને અંગ્રેજી કેળવણી મળતી હતી તેમાં યુરોપ દેશને સ્વતંત્રતા કેવી રીતે મળી, તે તેમણે ઇતિહાસમાં વાંચ્યું. લુંટફાટ અને મારફાડ વિના યુરોપના ઇતિહાસમાં બીજું કાંઇજ નથી. આવાં કારણોને પરિણામે એ પક્ષનો જન્મ આ દેશમાં થયો. પરંતુ તે હિંદના એકજ ભાગમાં અસ્તિત્વમાં છે. એ રોગ હિંદના એકજ ભાગને લાગુ પડેલો છે. પરંતુ રોગ થયો હોય તે રોગની દવા કરવાને બદલે દર્દીને ઉભો સળગાવવો, તેને ઝેર આપીને મારી નાખવો એવો રસ્તો પકડવામાં આવ્યો છે. અને તે રસ્તો આ કાળા કાયદાનો છે. હિંદની ધારા સભામાં રાતના, મધરાતની વખતે કરવો પડયો તેજ આ કાળો કાયદો. પહેલા સરકારે એવી જાગૃતિ કદાપિ બતાવી નથી. સહજ

ગરમી પડતાં સીમલે નાસી જનારા મધરાત ભાગતાં સુધી ધારા સભામાં બેસી રહયા. હિંદની ધારાસભામાં પહેલાં એકકે પ્રસંગ એવો આવ્યો નથી. તેમજ જે સમયે પ્રજાકીય સભાસદો તેમજ સરકાર તરફથી નીમાયલા બીન અમલદારી સભાસદો એકકે અવાજે સરકારની સામે થયા હોય ! પરંતુ એ સભાસદો એકમત થયા હોવા છતાં વડી ધારાસભામાં સરકાર પક્ષની બહુમતી છે. તેના જોરથી આ કાયદો પસાર કર્યો. એ બહુમતીમાંના લોકો એકજ તરફ હોય છે. પરંતુ તેથી તેમનામાં એવો સંપ હોય છે એમ માની લેવું નહિ. એ સભાસદોને માટે એવો નિયમ છે કે, સરકારની દરેકે દરેક દરખાસ્તની તરફેણમાં તેમણે મત આપવો પછી તે મતની વિરૂદ્ધ અભિપ્રાય ભલે તે ધરાવતો હોય ? કેમકે સરકાર એમ માને છે કે, જો એવી રીતે ન થાય તો પ્રતિષ્ઠાને હાની લાગે. આ કાયદો પસાર કરતી વખતે પ્રજા પક્ષ તરફથી સૂચના કરવામાં આવી કે, પરમેશ્વરની ખાતર એટલું તો કરો કે, સરકાર પક્ષના સભ્યોને પોતાના અંતઃકરણ પ્રમાણે મત આપવાની રજા મળે. પરન્તુ તેમને ડર લાગ્યો કે, જો તેમને તેવી છુટ મળશે તો તેથી તેઓમાં કેટલાક વિરૂદ્ધ મત આપશે અને રોલેટ કાયદો પસાર નહિ થઈ શકે. તેથી એ સુચનાનો સ્વીકાર ન થયો, અને એટલી પણ પરવાનગી નહિ અપાઈ. સરકાર કહે છે કે, હિન્દી પ્રજા અજ્ઞાન છે, અને તેમની અજ્ઞાનતાનો લાભ લઇ કેટલાક ભણેલા લોકોએ પ્રજામાં ઉસ્કેરણી ચલાવી ખળભળાટ કર્યો છે–આ અજ્ઞાન પ્રજા રોલેટ કાયદો બરોબર સમજતી નહુતી તેથી તેમને તે કાયદો સમજાવવા સરકારે હવાઈ વિમાનમાંથી કાયદાની સમજુતીનાં કાગળીયાં ચોપાનીયાં લખીને ઉંચેથી ફેંકયાં, અને લોકોને તેની સમજ આપી. પણ મશીન ગનના ગોળાઓની સાથે વીંટીને ફેંકવામાં આવશે તો પણ આ રોલેટ–કાળા કાયદાને પ્રજા કદાપી સારો કહી શકવાની નથી. આ કાયદો એટલો બધો અટપટો છે કે, પ્રજાને સમજણ પડે નહિ તે તો ઠીક કેમકે પ્રજા અજ્ઞાન છે, પરંતુ કાયદો ઘડનાર અને પ્રજાને સમજાવનારને પણ સમજણ પડી નહિ કે, આ કાયદાનું પરિણામ શું આવશે !

આવો કાયદો બ્રિટિશ હિંદની ધારાપોથી પર મુકી શકાય કે નહિ, તેનું તેમને પણ જ્ઞાન ન હોય તો પ્રજાને તો કાયદો ન સમજાય તેમાં શું આશ્ચર્ય ! આ કાયદો જાણનારાઓએ કાયદો પ્રજાને સમજાવવો જોઇએ એ તેમની ફરજ છે. અને જો તેઓ પોતાની એ ફરજ અદા ન કરે તો તેનું પરિણામ વિપરીતજ આવે. હવે હું આ રોલેટ કાયદા વિષે કેટલીક સમજુતી આપીશ. આ કાયદાના પાંચ ભાગ કરવામાં આવેલા છે. પ્રથમ ભાગમાં જણાવવામાં આવ્યું છે કે જો ગવર્નર જનરલ ઇન્ કાઉન્સીલને સંતોષ થાય કે

અમુક ભાગમાં બળવાખોર લોકો તોફાન કરે છે, કરનાર છે અથવા કરે એવો સંભવ છે ત્યારે આ કાયદો લાગુ પાડવો. હવે ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ અથવા ગવર્નર ઈન કાઉંસીલ પોલીસના રીપોર્ટ ઉપરથી હંમેશાંજ સંતોષ પામતા દેખાય છે. સરકારને પ્રજાપક્ષ તરફથી ધારાસભામાં એમ કહેવામાં આવ્યું કે, રેવોલ્યુશનરી (બળવાખોરની) ની વ્યાખ્યા નક્કી કરો. પણ એવી વ્યાખ્યા નક્કી કરવા ના પાડી અને સરકાર કહે છે એવી જરૂર નથી. તમે અમારી પર ભરોસો રાખો. આપણે કહીએ છીએ, અમે ભરોસો રાખી શકતા નથી. અમે ઘણાં વર્ષો થયા ઘણી બાબતોમાં ભરોસો રાખ્યો છે. હજારો રૂપીઆનો કર આપવાનો હોય ત્યારે ભરોસો રાખીએ, કોરો ચેક આપી દેવાનો હોય ત્યારે પણ ભરોસો રાખી શકીએ, પરંતુ જ્યાં પ્રજાની સ્વતંત્રતા ઉપર ત્રાપ પડવાનો ભય હોય ત્યાં ભરોસો રાખી શકતા નથી. આ કાયદાના પહેલા ભાગમાં એવો ઠરાવ થયેલો છે કે, જયાં કાયદો લાગુ પાડવામાં આવ્યો હોય ત્યાં એક કોર્ટ સ્થાપવી. એ કોર્ટમાં હાઇકોર્ટના ૩ જજો બેસે, તેમનાથી ઉતરતી પંક્તિનાઓને તેમાં બેસવાનો અધિકાર નહિ. અને જ્યાં ગુન્હો થાય ત્યાં તે કોર્ટ જાય અથવા તેને યોગ્ય લાગે તેવી બીજી જગ્યાએ જાય. એ ત્રણ જજોમાંથી જો એક વિરૂધ્ધ પડતો તેની ગણત્રી કરવી નહિ અને સજા કરવી. આ કલમ મને સમજણ પડતી નથી. ધારો કે ત્રણ જજોમાંથી એક જજ એમ કહે કે આરોપીને એક વર્ષની શિક્ષા કરવી; બીજો જજ એમ કહે કે, નહિ એને તો દેશપારની સજા થવી જોઇએ. હવે ત્રીજો જજ એમ કહે કે, આરોપી નિર્દોષ છે માટે એને છોડી દેવો. આવો પ્રસંગ ઉભો થાય ત્યારે તેમાં ત્રીજા જજનો અભિપ્રાય તદ્દન નકામો ગણાય, અને બાકીના બે સમાધાન કરે. સજામાં પાંચ વર્ષની વધઘટ કરવામાં આવે, છુટ છાટ મુકવામાં આવે, અને સાકા કીયા સાઠ આધગીયાનાઠ એ ન્યાય પ્રમાણે છેવટે આરોપીને અમુક વર્ષની સજા કરવાનો ઠરાવ કરવામાં આવે અને તેના ઉપર અપીલ થઇ શકે નહિ. વળી આ કાયદામાં જ્યુરીનો તો સવાલજ રાખવામાં આવ્યો નથી. આયરીશ બળવામાં બળવાખોરોને પણ જ્યુરીનું રક્ષણ મળ્યું હતું, પરંતુ અહિંયા તો ન મળે જ્યુરીનું નામ કે નિશાન. એક તો આરોપીને પોતાને માથે શો આરોપ છે? તેની ખબર નહોય ત્રણે જજો કેવા હોય તેનો તો આપણને અનુભવ હોય છે, અને જ્યુરી નમળે, એટલે તે જજોને માથે ઇશ્વર છે કે નહિ, એટલોજ આધાર રાખવાનો. જજો ગમે તેટલા બાહોશ હોય તોપણ એતો અનુભવ સિધ્ધ વાત છે કે, એકકે અવાજે જ્યુરીથી ન્યાય માગશો તોજ ઇનસાફ મળશે. તે વીના નહિ. પ્રોસીજરમાં પણ આ રિવાજ સ્વીકારવામાં આવ્યો છે અને તેથીજ તેમાં નિયમ બાંધવામાં આવ્યો છે કે, એક

અંગ્રેજનો ઇનસાફ અંગ્રેજ જુરીથી અંગ્રેજ અમલદાર કરે. આ પ્રખ્યાત સિધાંત અનુસાર કાયદામાં ફેરફાર કરવાની જરૂર આપણા દેશમાં હવે જણાય છે.

આ કાયદાના બીજા અને ત્રીજા વિભાગમાં તો ન અપીલ, ન વકીલ અને ન દલીલ, એવો ઘાટ છે. પુછે તેને ભગવાન પૂછે. પહેલામાં તો હજી કાંઇક ઠીક છે, પણ બીજા અને ત્રીજા વિભાગોમાં તો વાત એકદમ વંઠી છે. એટલે તે કહેવું પડે છે અને તે કહયા વિના છુટકો નથી. આ કાયદામાં સારૂં શું છે ? તે અમે કહી શકતા નથી. સ્વરાજ આપવાનિ, લોકોની મરજી પ્રમાણે રાજય ચલાવવાની તમે વાતો કરો છો, અને તેનીજ સાથે લોકોની મરજી પ્રમાણે રાજ્ય ચલાવવાના પહેલા પગથી આની નીચે ખાડો ખોદો છો, સબ તેરા ઓર હુકમ મેરા, એનું નામ સ્વરાજ્ય છે, એ પ્રમાણે સ્વતંત્રતા અમારી, બીજું બધું તમારૂં. અમારી સ્વતંત્રતા રહેવા દો, અમને ઇનસાફ આપો, જુના કાયદાઓથી હજી વાયસરોયને કેટલી બધી સતા છે એ વગેરેની ખબર આપણને હમણા પડે છે. જુના કાયદાઓ હેઠળ આટલી બધી સતા તો છે, ત્યારે અમે એમ પુછીએ છીએ કે, હજી તમારે કેટલીક સતા જોઇએ છે ? તમે સ્વરાજ્યના પ્રથમ પગથીઆની નીચે ખાડો ખોદો છો, અને છતાં ઢોંગ શા માટે કરો છો ? જો લોકોને ડરાવવાને માટે આ સઘળું કરવામાં આવતું હોય તો આપણે કહેવું જોઇએ કે હવે લોકો ડરી જવાના નથી, અને તેથીજ આ ઠરાવો તો કરવાજ જોઈએ. કેટલાક જુલમગાર અભિમાનથી કહેતા હતા કે, પંજાબમાં એવો ત્રાસ વર્તાવવામાં આવ્યો છે, કે આવતા ૫૦ વર્ષો સુધી તે ઉભું થવા નહિ પામે, પરંતુ એજ પંજાબના એજ અમૃતસરમાં આટલા બધા મુશ્કેલી ભર્યા સંયોગો હોવા છતાં કોંગ્રેસ આ વર્ષેજ ભરાવાની છે. ( સાંભળો, સાંભળો )

દ ઠ્ઠી એપ્રીલે આપણું બળ અપાર હતું અને જો આ વેગથી પ્રજા ચઢશે તો એ બળનો પાર આવવાનો નથી એ નિર્વિવાદ છે. જો એક વાત પ્રજા એકકંઠે અવાજે કહેશે, તો જરૂર તે પ્રમાણે થશેજ. પ્રજાને માટે ફરજ છે કે, પ્રજામાં કેટલું બળ છે તે પ્રજાએ સરકારને શિખવવું જોઇએ, આપણે ભાષણો માં ભળીએ છીએ, તાળીઓ પાડીએ છીએ, પરંતુ પોલીસ જયારે પકડવા આવે છે ત્યારે ડરી જઈ નાસ ભાગ કરીએ છીએ ત્યાંસુધી આવા કાયદા થશે. પણ જયારે જેલનો ડર જતો રહેશે ત્યારે આવા કાયદા બીલકુલ રહેશે નહિ. ( તાળીઓ )

ઉપરોકત ઠરાવને અનુમોદન આપતાં મુંબાઇવાળા રા. માવજી ગોવિંદજી શેઠે કહ્યું.

આપણે બ્રહ્માની સૃષ્ટિમાં જોઇએ છીએ તો માલુમ પડે છે કે, માણસને બે કાન હોય છે. પરંતુ હિન્દી સરકારના સંબંધમાં મને જણાયું છે કે હિન્દી સરકારના ચાર કાન છે. એ સરકારના બે કાન સીમલામાં છે, અને બીજા બે કાન વ્હાઇટ હોલમાં છે. સીમલામાં ખુદ હિન્દની સરકારના બે કાન, અને વ્હાઇટ હોલમાં હિન્દી પ્રધાનના બે કાન. સીમલાની સરકારના બે કાને તો પુમડાં દેવાઇ ગયાં છે, અને તે બંધ થઇ ગયા છે. હવે વ્હાઇટ હોલના બેકાનની સ્થિતિ તપાસવાની છે. તે પણ સંતોષકારક નથી. આજે આ પરિષદમાં ૧૨ વાગ્યા પછી આખુ વર્ષનું મહાભારત કાણ્ડ પછી કાણ્ડ, અધ્યાય પછી અધ્યાય તપાસતા આપણે ચાલ્યા જઈએ છીએ. આપણી બધી વિપત્તિઓનું મંગળાચરણ આપણે તપાસીશું તો માલુમ પડશે કે, તે મંગળાચરણ અંહિયાંજ થયું છે. આપણી વિપત્તીઓનું, આપણાં સંકટોનું, આપણાં આંસુઓનું મંગળાચરણ રોલેટ કાયદોજ છે. તે પહેલાં આપણાં હૃદયો ઉલ્લાસથી સ્ફુરતાં હતાં. લડાઇએ આપણામાં અનેક મોટી મોટી આશાઓ ઉત્પન્ન કરી હતી ઇંગ્લાંડમાંથી રાજકીય સુધારાની બાંગ પોકારવામાં આવી હતી. ના. શહેનશાહના તરફથી હિન્દને સ્વરાજ્ય આપવા વિષેનો ૨૦ મી ઓગસ્ટનો ઢંઢેરા પ્રગટ કરવામાં આવ્યો હતો, અને આપણને સ્વરાજય મળશે, રાજકીય સુધારા મળશે, આપણા ઉત્સાહી યુવકોને લશ્કરી હોદ્દા મળશે એવી અનેક આશાઓમાં આપણે ઝુલતા હતા. પરન્તુ રોલેટ કાયદો પસાર કરીને હિન્દી સરકારે આપણને બતાવી આપ્યું છે કે, સુધારા આમ આવે છે. તેઓએ આપણને જણાવ્યું છે કે, રાજકીય સુધારાઓને અમે લાપસીની પેઠે ઘડપ કરી દઇશું. આપણને આશાનાં કિરણો યુરોપથી આવતાં હતાં ત્યારે અંહિના કાનવાળાઓએ ડુચા દીધા. કેમકે તેમને બીક લાગીકે રખેને હિન્દની પ્રજા ફુલાઈ જાય અને અમારી આવક પર પત્થર પડે યુરોપમાં આત્મ—નિર્ણય ( Self Determination ) ની વાતો થઇ રહી હતી. મી. લોઇડ જયોર્જ અને મેસ્પોર્ટ કલેમેનશાએ આત્મ નિર્ણયનાં બણગાં ફુંકયાં. આપણને પણ એ આત્મ-નિર્ણયના સિદ્ધાંતનો લાભ મળશે એમ આપણે આશા રાખી હતી. હિન્દી સરકારે આપણને જણાવ્યું કે, તમારૂ તો Self Determination ( આત્મ-નિર્ણયનું સુત્ર ) તૈયાર છે. તમારો આત્મનિર્ણય રોલેટ કાયદામાં છે. (શરમ, શરમ.) રીફોર્મ્સ (સુધારા) ત્યાંની સરકારની ભેટ છે. રોલેટ કાયદો એ હિન્દની સરકારનો એ ભેટનો જવાબ છે. મોડરેટો (વિનીતો)ને જીતી લેવાને તેમને મેળવી લેવાને પ્રયત્નો કરવામાં આવતા હતા. પણ પોતાના માનીતા મોડરેટોના અભિપ્રાયોને પણ તે લોકોએ ગણકાર્યા નહિ. તે લોકો એમ માનતા લાગે છે કે, પ્રજાને માટે તો ઘોડાનો ચારો અને ચાબુક ઘણા સરસ છે. અત્યાર સુધીમાં આપણે ઘણા ચાબુકો સહન કર્યા છે. આપણને કહેવામાં આવે છે કે,

આપણે ખોટા ખોટા અર્થો આ રોલેટ કાયદાના કર્યા છે. પરન્તુ તેમ નથી. આ રોલેટ કાયદાનો ચાબુક વીંછી અને સાપના ચાબકાથી પણ વધારે ખરાબ છે. અને હિન્દીઓ ઉપર આ ચાબુકનો ઉપયોગ કરવામાં આવશે. અને તે પણ શાંતિના વખતમાં, સુલેહના વખતમાં, જે વખતે સામ્રાજ્યમાં સંપ વધારે દ્રઢ થાય એવાં પગલાં ભરવાં જોઇએ તેવે વખતે સામ્રાજ્યના પાયા ખોદી નાખવામાં આવે એવાં પગલાં ભરવામાં આવે છે. એવાઓને માટે આપણે શું કહેવું ? જે બનાવો બન્યા છે તેમાં સરકારનો વાંક હતો કે પ્રજાનો? નિષ્પક્ષપાત ઇતિહાસકાર મુક્ત કંઠે કહેશે કે, હિન્દની પ્રજાએ વફાદારી, રાજ્યભકિત બતાવવામાં કચાશ રાખી નથી, હિન્દી પ્રજાના વલણનો તે મુક્ત કંઠે સ્વીકાર કરશે, ભાવિમાં શુ છે. તેની આપણે અત્યારે પણ કલ્પના કરી શકીએ છીએ. એક ધડાકો તો બહુ જબરદસ્ત થઇ ગયો, પરન્તુ હવે તો આપણને સંતોષ છે કે, ખરેખરૂં સત્ય પ્રકટ થયું છે. મ. ગાંધીજીએ ( તાળીઓ ) આખા જગતમ ડંકો વગાડયો છે. અને ધીરજ રાખવી એજ આપણું કર્તવ્ય છે. ધીરજ રાખવાથી એક વખત ઇંદ્રાસન પણ ડોલાવી શકાય છે. ધીરજ ન રાખનારને એ ઘડીમાં પરાજય મળે. શ્રીમદ્ ભગવદગીતાંમાં પણ કહ્યું છે કે धीरस्तत्र न मुह्यति । જે આપણને સત્ય દેખાય તેવી બાબતમાં ચુપ બેસી રહેવુ કે પ્રતિજ્ઞાઓ ન પાળવી એ ધર્મ નથી. માર્ગ પર અચળ રહીને, સ્થિર રહીને આપણે આપણો ધર્મ બજાવવાનો છે. આપણે કહેવું કે આ કાયદો કાળો છે પ્રજાને શ્રેયસ્કર નથી, રાજાને શ્રેયસ્કર નથી અને તે રાજા સાંભળશે, રાજાને પ્રધાન પણ સાંભળશે. (તાળીઓ.)

ઉપરોકત ઠરાવને વિશેષ અનુમોદન આપનાં નડિયાદવાળા શ. ગોકળદાસ દ્વારિકાદાસ તલાટીએ નીચે પ્રમાણે ઉદગારો કાઢયાઃ—

જ્યાં સુધી આ રાજયની બધી દોરીઓ અને ખાતાં રાજ્યના હાથમાં છે ત્યાં સુધી એક બાબત આપણે શિખીએ છીએ કે, આ રાજ્યની પૂર્વે હિંદમ જેટલાં જેટલાં રાજ્યો થયાં તેમાં ઇન્સાફ ન હતો, જુલમ થતો. તેની સાથે પ્રાચીન ઇંગ્લાંડમાં પણ એવી સ્થિતિ હતી. ત્યાં ઇન્સાફ ન હતો અને જુલમ હતો. તેમાથી ત્યાંના લોકોએ પોતાનું લોહી રેડીને એક વાત પોતાના હાથમ લીધી છે કે, એક વાત તો લોકોના હાથમાંજ રહેવી જોઇએ, અને તે રાજ્યન હાથમાં લઇ શકાશે નહિ તે વાત એ છે કે તપાસ વિના કોઇને કેદ નંખાય નહિ, કે તેને શિક્ષા થઇ શકશે નહિ. એવો હક્ક સરકાર આપણી પાસેથી લઇ લા આપણને કહે છે કે, એ હક્ક તો ઇંગ્લાડ સ્કોટલેંડ, આયર્લેન્ડ, જર્મની માટે ।

પણ હિન્દુસ્થાન માટે નથી. અને સરકાર આપણને દીલાસો આપે છે કે, અમે તો કાયદો કરીએ છીએ. પણ એ કાયદો સખ્તાઇથી વાપરવાના નથી. આપણને કહે છે કે, જ્યાંસુધી વાયસરોયના હાથમાં સત્તા છે ત્યાંસુધી તમને હાની નથી. એજ વાત પર સરકારનો આધાર છે. હવે આપણે એમ કહીએ છીએ કે, જો તમારે તત્કાળ ન્યાય આપવો હોય તો હાઇકોર્ટમાંજ સોંપો, પણ તમે પોતે શા માટે સત્તા લો છો અને પોલીસને સત્તા આપી નવા મેજીસ્ટ્રેટોને નવી સત્તા આપો છો ? અલબત્ત, ૧૦મી એપ્રીલને દિવસે અમદાવાદ અને વીરમગામમાં તોફાન થયું તેથી સરકારને નુકસાન થયું અને રૈયતને પણ કાંઈક નુકસાન થયું; પરન્તુ તેથી રૈયત હંમેશને માટે દોષિત નથી. હિન્દને હિન્દ રક્ષક કાયદો લાગુ કરવામાં આવેલો હતો, અને જ્યારે આ રોલેટ કાયદો પસાર કરવામાં આવ્યો તે દિવસે તોફાન નહતું તેમજ લોકો નવું તોફાન કરવાના નહતા. તત્કાળ ન્યાય અને શીઘ્ર અન્યાય આપવાને માટે આ કાયદો પસાર કરવામાં આવ્યો છે, અને કાયદાની રૂએ સ્થપાવાની કોર્ટનો ઇન્સાફ છેલ્લો જેની ઉપર કોઇ જાતની અપીલજ ચાલે નહિ. વળી વાઈસરોયના હાથની સત્તાનો અર્થ શું ? એ સત્તાનો અર્થ એ કે, સી. આઇ. ડી. (છુપી પોલીસ) રીપોર્ટ કરે, અને તે રીપોર્ટ પર આધાર રાખીને વાયસરોયે રોલેટ કાયદો લાગુ કરે. આવી પરિસ્થિતિમાં કોઈ પણ સહીસલામત રહી શકે નહિ. આપણા પ્રમુખ પણ પોતાના ગામ ઉમરેઠમાં સી. આઇ. ડી. થી સહીસલામત રહી શકે નહિ એટલી એ લોકોની પ્રવૃતિઓ વધી જાય. જે વખતે કોઇ જગ્યાએ રોલેટ કાયદો લાગુ પાડવામાં આવે ત્યારે આખા ગામનેજ જેલમાં લઇ જાઓ એમ કહેવું બહેતર છે. રોલેટ કાયદો પસાર થયો એ દિવસ આપણે માટે શોકનો દિવસ હતો. હિન્દી સરકાર તો આ હકીકત જાણે છે. આપણો આ ઠરાવ એટલા માટે છે કે, ઇન્સાફ તો હિન્દમાંથી ગયો છે, તે વાત બ્રિટિશોના કાન પર આવે, અને લોકોની સ્વતંત્રતા છીનવી લેવી એ અમાનુષી છે, એમ તેઓ સમજે. આ રોલેટ કાયદો રદ કરવાની અરજ હિન્દની સરકાને અને વાયસરાયને કરવામાં આવી છે; પણ તે સ્વીકારવામાં આવી નથી. હવે આપણી આશા બ્રિટિશ પ્રજા ઉપર છે. જો તે આપણી ફર્યાદો નહિ સાંભળે તો છેવટે પ્રભુ તો સર્વ સારાં વાનાં કરશેજ. ( તાળીઓ. )

આ ઠરાવ ઉપર મી. કોંગ્રેસવાલાએ ભાષણ આપતાં કહ્યું:—

આજે દિલગીરી અને ખુશાલી ભેગો બોલવાનો બે મીનીટ જેટલો અવકાશ મને આપવામાં આવ્યો છે તેને માટે હું ઉપકાર માનું છું દિલ્હીની

કોંગ્રેસ પછીથી આપણે એવી વિટંબણામાં આવી પડ્યા છીએ કે શું કરવું અને શું ન કરવું તેનો વિચાર થઇ પડ્યો. કેટલાકો સત્યાગ્રહી, સત્યને ચાહનાર થયા અને જેઓ ૪૦, ૪૦ વર્ષો થયાં મહેનત કરી રહ્યા છે તેમને એવો ભય લાગ્યો કે જરૂર કાળી ટીલી આવી પડશે. હું અંતઃકરણથી એ કાયદાની વિરૂદ્ધ છું. (તાળીઓ.) એ કાળો મેસ જેવો કાયદો જ્યારે દુર થશે ત્યારે આપણને શાંતિ વળશે. (ચાલુ તાળીઓ) ગાંધી, સુરેન્દ્ર, ગોકળદાસ વિગેરેએ એ કાયદો દુર કરવાને અથાગ પ્રયત્નો કર્યા છે, અને તેમણે કાયદો પીંજી પીંજીને સમજાવ્યો છે. જ્યારે એ કાયદો રદ થશે ત્યારેજ આપણે ઉપકાર માનીશું અને શાંતિથી રહીશું. (તાળીઓ.)

આ ઠરાવપર પરિષદનો અભિપ્રાય લેવાતાં તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ સાતમો. સહાયકારી હીલચાલ.

(૧) "સહાયકારી હીલચાલ બીન સરકારી સંસ્થાએ અને પ્રજાએ ઉપાડી લેવી જોઇએ એવો વખત હાલમાં આવી લાગ્યો છે, અને તેને વહેવારૂ સ્વરૂપ આપવા માટે પ્રજાકીય સંસ્થાએ પોતાનો બનતો પ્રયાસ કરવો જોઇએ, એવો આ પરિષદ્‌નો મત છે."

(૨) "વળી આ પરિષદ્‌નો એવો મત છે કે સહકારી મંડળીઓ જે સરકારના કાણુ નીચે સ્થાપવામાં આવી છે તેનો વહિવટ બને તેટલા પ્રમાણમાં બીન અમલદાર કાર્યવાહી મારફતે થવો જોઇએ, અને સહકારી મંડળીનો રજીસ્ત્રાર સનંદી નોકરીનો અમલદાર હોવો જોઇએ નહિ પણ બીન અમલદાર હિન્દી હોવો જોઇએ".

ઉપલો ઠરાવ ભરૂચવાળા રા. રાવ બહાદુર અંબાશંકર ઉત્તમરામ મહેતાજીએ પરિષદ્ સમક્ષ રજુ કરતાં જણાવ્યું કેઃ—

આ દરખાસ્ત મેં તમારી સમક્ષ રજુ કરી છે, તે બીન તકરારી બાબત છે, એ વિષે કાંઈપણ મત ફેર નથી તેમજ તેને વિષે ગરમા ગરમ તકરાર ચાલવાનો સંભવ નથી. આપણું કાર્ય આપણે ઉકેલવાને માટે દેશને આગળ વધારવાની મુરાદ આપણને રહી છે. અને તે મુરાદ સહકાર્યથી બર આવશે. સહકાર્ય શું છે ? તે પણ મારે તમને લંબાણથી કહેવું નથી. નવા રાજકીય સુધારા પ્રમાણેની વ્યવસ્થામાં સહકાર્ય સંબંધીનું પ્રધાનત્વ કોઇ હિન્દીને મળશે

એવી આપણે આશા રાખીએ છીએ. આ હીલચાલ એટલી બધી ઉપયોગી છે કે, શહેરેશહેર, ગામેગામ, ચાલે ચાલ એક સહકારી મંડળ હોવું જોઇએ. એમાં લાંબી સંખ્યાના સભાસદોની જરૂર નથી. માત્ર બાર સભાસદોએ એવા મંડળની સ્થાપના થઈ શકે છે. અને એમજ નથી કે, એ મંડળ અમુક કામ કરે અને અમુક ન કરે કોઇબી કામ લો. એ કામ આ સંસ્થા ઉપાડી લે. જો એ કામ સારી રીતે ઉપાડી લેવામાં આવે તો એમાં સરકારની પણ આપણને મદદ છે. એ બાબતના જેવી ઉપયોગી બાબત ખેડુતને માટે બીજી કોઇ નથી. અને શરૂઆતની મુડી માટે કશુંય જોઇતું નથી. માત્ર એ મંડળના સારી શાખવાળા, મીલકતવાળા નહિ હોય તો પણ ચાલે એવા સભાસદો બની શકે. એવા ૧૨ જણ મળે તો ચાલે. આમાં શુન્યની પણ કીંમત છે. દરેક ગામમાં એક સાહુકાર તો હોવોજ જોઇએ, કેમકે સાહુકાર વિના ગામ નથી. વખતસર નાણું જોઇએ અને તે સસ્તા વ્યાજે મળવું જોઇએ એ ગામની જરૂરીયાતો હોય છે. આવી સંસ્થાઓ એવા શાહુકારનું કામ કરે છે. આપણા દેશમાં આવી સંસ્થાઓની સંખ્યા બહુ ઓછી છે. આપણા દેશમાં ૩૦ કરોડની વસ્તી છે. દર સો માણસોને માટે એક સંસ્થા હોવી જોઇએ એટલે આપણા દેશમાં એ હિસાબે ૩૦,૦૦,૦૦૦, સંસ્થાઓ હોવી જોઇએ. તેને બદલે એવી સંસ્થાઓની સંખ્યા બ્રિટિશ હિંદમાં લગભગ ૧૨,૦૦૦ જેટલી છે. આપણો દેશ ઘણોજ ગરીબ છે, એ દેશની ગરીબી ટાળવી હોય તો આ સહકારી હીલચાલને જરૂર મદદ આપવી જોઇએ. આ હીલચાલને નીચેથી તેમજ ઉપરથી મદદ આપવાની શરૂઆત કરવામાં આવી છે. ગામડામાં નાણાં ધીરવા પ્રાંતિક બેંક સ્થાપવામાં આવેલી છે અને જીલ્લા બેંકો પણ સ્થાપવાનો વીચાર રાખેલો છે, તેમાં આપણી પોતાની થાપણ રોકવામાં આવે તો વધારે સારૂં આમાં આપણે ઢીલ કરવી ન જોઇએ. આ હિલચાલના સબંધમાં આખા ગુજરાતની તપાસ કરતાં એમ માલુમ પડયું છે કે, ગામોની સંખ્યા લેતાં ગુજરાતના સર્વ જીલ્લાઓમાં ભરૂચ જીલ્લામાં તે બહુ આગળ છે, ત્યારે તાલુકાની સંખ્યામાં ખેડા જીલ્લામાં માતર તાલુકો આગળ પડતો છે. આ હીલચાલમાં પ્રેમથી પોતાનું મન પરોવવા જેવું છે. ( તાળીઓ )

ઉપરોકત ઠરાવને અનુમોદન આપતાં મુંબઇવાળા રા. હેમેન્દ્ર બી. દીવાનજીએ જણાવ્યું કે:—

અત્યાર સુધીમાં અસંતોષ, અભિપ્રાય અને વિનંતી આપણે દર્શાવ્યા છે, અને તે પછી આ વ્યવહારૂ ઠરાવ રજુ કરવા માટે મને અત્યંત હર્ષ થાય છે. આ સંસ્થાદ્વારા આપણે ૩૬૫ દિવસ સુધી કાર્ય કરી શકીએ. સુરતમાં આપણે સહ

કાર્યના વિષયને આગળ પડતું સ્થાન આપીએ છીએ, અને વળી ત્રીજી વાત એ છે કે, જે પરિષદમાં ખેડુત વર્ગના પિતા રા. ગોકળદાસ કહાનદાસ પારેખ ( તાળીઓ ) પ્રમુખ છે તે પરિષદ્‌માં આ ઠરાવ પ્રથમજ આ ણવામાં આવ્યો છે. આવો ઠરાવ કરવાની આ રાજકીય પરિષદે જે શુભ શરૂ- આત કરી છે, તે ઠરાવ દરેક પરિષદમાં અગાડીને અગાડી કરવામાં આવશે. આ- પણે જોઇએ છીએ તો માલુમ પડે છે કે, આપણી સહકારી મંડળીઓ વગેરેમાં રજીસ્ટ્રારો વગેરે બીજા કામ કરનારાઓ અમલદાર વર્ગના છે, અને બીન સરકારી લોકો તો માત્ર છુટા છવાયા છે. સહકારી સંસ્થા અંતઃપ્રેરીત પ્રજાકીય તત્વ ઉપર બંધાયલી છે, તેમાં ઉત્સાહ ભર્યો ભાગ લેવો એ પ્રજાની ફરજ છે. આપણી સરકાર પોતે કહે છે કે, તમે આ સંસ્થાઓમાં જેમ જેમ કામ કરતાં શિ- ખશો તેમ તેમ તમને એમાં દાખલ કરી દઇશું અને ધીમે ધીમે આખું સહ- કારી ખાતું આપી દઇશું. મોન્ટેગ્યુ ચેમ્સફોર્ડ રીપોર્ટના ટાન્સફર્ડ ( સ્વાધિન ) ખાતામાં એ આવીજ જાય તો તેથી આપણે ખરેખર ખુશી થઇશું. આપણો ગુ- જરાત પ્રાંત આ હિલચાલના સબંધમાં પછાત છે. જ્યારે દક્ષિણમાં પાંચ સોસા- યટીઓ છે ત્યારે ગુજરાતમાં એક સોસાયટી છે. આનું કારણ શોધી કાઢીને આ- પણા ગુજરાતમાં પણ આ હીલચાલ દક્ષિણની જેમ આગળ વધે તેને માટે આવા ઠરાવો આવી લોકપ્રિય પરિષદોમાં આણવા જોઇએ. વળી આજકાલ મોંઘવારી ઘણી સખ્ત ચાલે છે તેવા વખતમાં જો કો—ઓપરેટીવ સ્ટોર્સ કાઢવામાં આવે તો લોકોની, ખાસ કરીને ગરીબ લોકોની જરૂરીઆતો સહેલાઈથી અને સસ્તે ભાવે પુરી પડે. આ હીલચાલ આટલી બધી ઉપયોગી અને લાભદાયક હોવાથી તેને અંતઃકરણ પુર્વક ટેકો આપવો જોઇએ. ( તાળીઓ )

સ્વાગત સભાના પ્રમુખ રાવ બહાદુર ખંડુભાઇ ગુલાબભાઈ દેસાઇએ પ્રસ્તુત ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું:—

આ ઠરાવ ઉપર મને બે બોલો કહેવાની વિનંતિ કરવામાં આવી છે, તો તે વિષે મને જે માહિતી છે તે હું આપને જણાવીશ. પાંચેક વર્ષ ઉપર હું આ સ- હકારી સંસ્થાનો ઓનરરી ઓર્ગેનાઇઝર ( માનદ વ્યવસ્થાપક ) હતો, અને તેને ઉત્તેજન આપવાને મારાથી થયું તે કર્યું હતું. આ સંસ્થાને માટે પૈસાની જરૂર પડશે તેનો વિચાર કરી સુરત શહેરમાં ડીસ્ટ્રીકટ યુનીયન સ્થાપવાની યોજના કર- વામાં આવી હતી જે હજી સારી રીતે ચાલે છે. આ સંસ્થા—હીલચાલ સાથે મારો આવો સબંધ હોવાથી તે વિષે બે બોલો કહેવાની હું પરવાનગી લઉં છું. કોઓપરેશન એ વસ્તુ એવી છે કે, જો તે આપણા લોકો બરાબર સમજે અને તે

પ્રમાણે અમલ કરે તો ઘણા દુઃખો દુર થઇ જાય. ( તાળીઓ ) સહકારની યોજનાઓ અને મંડળીઓનું કામ બરોબર ચાલવા સારૂ લોકોનો મ્હોટો ભાગ કેળવણી પામેલો હોવો જોઇએ, પરંતુ આપણા દેશની તેથી ઉલટી સ્થિતિ છે. લોકો પોત પોતાની મેળે કેળવણી મેળવી લેવાને શકિતમાન નથી, અને સરકારે કેળવણી આપવાનું કામ કરવું જોઇએ એમ કહી પોતે કંઇ કરતી નથી. આપણી ઉન્નતિને માટે સરકારપર આધાર રાખીને, સરકાર બધું કરશે એમ ધારીને હાથ પગ જોડીને બેસી રહેવામાં લાભ નથી. સરકાર કાંઇ કાંઇ બહાના કાઢે છે, અને તેમાં અમારી પાસે પૈસા નથી, એ બહાનુ વારંવાર કાઢવામાં આવે છે. સરકારને ફરી ફરીને ઘણી વિનંતિ કરી કે લોકોને પ્રાથમિક કેળવણી મફત અને ફરજ્યાત આપો તો અમારી પાસે પૈસા નથી અથવા બીજા કારણથી સરકાર ચોકખી ના પાડે છે. તેઓ કહે છે કે, અમારી પાસે પૈસા નથી એટલે અમે શું કરીએ? જ્યાં એવી સ્થિતિ થઇ ગઇ હોય તે એક દિવસમાં સુધરતી નથી. આ જમાનો બદલાઇ ગયો છે, હવે જુનો જમાનો રહ્યો નથી, છતાં અમારા ભાઇબંધો છેકજ સમજતા નથી એમ મારે કહેવું પડે છે. પહેલાંના જે રાજાઓ હતા તેઓ ક્ષત્રિયો હતા, અને તેમનામાં લખવું વાંચવું એ બહુ મહત્વનું હતું નહિ એ કામ તે જમાનામાં મુન્શી વર્ગનું હતું. પરંતુ રાજ્ય કરવાનું તથા કારભારનું જે મહત્વનું કામ હતું, તે તેઓ પોતે કરતા હતા. તે લોકો બહુ સારી રીતે કારભાર કરી શકતા એમ મારૂં કહેવું નથી. આ જમાનામાં આપણે ધ્યાનમાં રાખવાનું છે કે, લખતાં વાંચતાં આવડયું એટલે સઘળું સમજ્યા એમ સમજવાનું નથી. આપણે આ ઉપયોગી સંસ્થાને સર્વ પ્રકારે મદદ આપવા બહાર આવવું જોઇએ, અને ગામ સહકારી મંડળો સ્થાપવા જોઇએ. અને આવાં મંડળો માત્ર ખેડુતોને માટે સ્થાપવામાં આવે છે એવું કાંઇ નથી. તેમાં અનાજપાણી વગેરે જેજે જોઇએ તે પૂરાં પાડવાની વ્યવસ્થા થઇ શકે છે, અને તે પુરાં પાડવાને માટે કોઓપરેટીવ સ્ટોર ઉઘાડી શકાય છે. હું આવી સંસ્થા વિષે એક નાનો સરખો સુંદર દાખલો આપીશ. ઓરપાડ તાલુકામાં સાત આઠ મંડળમાં એક નાનો નિયમ એટલો હતો કે, દરેક ખેડુતે દર વરસે ચાર મણ જુવાર રાખી મુકવાને મંડળને આપવી. અને દુકાળના વરસમાં તેને ઉપયોગ કરવા આપવાની હતી. જો આનો અમલ થયો હોત તો આપણે ત્યાં વારંવાર દુકાળ પડે છે તે વેળા તેનાથી ઘણા લાભ થાત પરંતુ લોકો સમજતા નથી તેથી તે નિયમ બરોબર અમલમાં આવી શકયો નહિ. દરેક ગામમાં જે જે વસ્તુઓ જોઇતી હોય તેનો એક સ્ટોર કાઢયો હોય તો તે વસ્તુ સસ્તે ભાવે મળે અને તમે પણ તેને ફાયદા પડતી રીતે આપી શકો. ગામડામાંથી જે કાંઇ ઉપજ થતી હોય તેમાંથી પોતાના જોગું રાખીને બાકીની દરેક ચીજ મંડળ દ્વારા વેચે તો ઘણી સરસ સગવડ થાય.

જો પૈસા જોઇતા હોય તો નાણાં ધીરનાર મંડળ પૈસા ધીરી શકે અથવા એવા સ્ટોર પણ નાણાં ધીરી શકે. આપણા દેશમાં ઘણા લોકો ઘણા કરજમાં ડુબી ગયા છે. તે કરજ ફેડવાને માટે પણ આવા મંડળો દ્વારા પ્રયત્નો થઇ શકે. આમ હોવાથી આ સહકાર મંડળો સ્થાપવાને અને ચલાવવાને આપણે દરેકે મદદ કરવી જોઇએ. આ ઠરાવના બીજા ભાગમાં જે લખવામાં આવ્યું છે કે આ મંડળોનો વહિવટ બીનસરકારી કાર્ય વાહકોને હાથે થવો જોઇએ એ અનુભવ ઉપરથી લખવામાં આવ્યું છે, અને તમે સમજશો કે તે ઉપયોગી છે. ( તાળીઓ )

પછીથી આ ઠરાવ પર મત લેતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ આઠમો.

## ગુજરાતના ગરીબ ખેડુતો.

"આ પરિષદનો એવો દૃઢ અભિપ્રાય છે કે, ગુજરાતના ખેડુતોની સ્થિતિ ઘણી ગરીબ છે, એટલુંજ નહિ પણ ગુજરાતના જે જે ભાગમાં વખતો વખતથી સરવે સેટલમેન્ટમાં મહેસુલનો આંકડો વધારવામાં આવ્યો છે તે ભાગમાં ચાલતી આવેલી ગરીબાઇને લીધે વસ્તીની આગતી થતી જાય છે; તેથી આ પરિષદ એવો ઠરાવ કરે છે કે, જ્યાં જરૂર જણાય ત્યાં જમીન મહેસુલનો આંકડો ઓછો કરવો જોઇએ અને ભવિષ્યમાં જ્યારે જમીન મહેસુલનો આંકડો સરકારને વધારવો હોય ત્યારે તે વિષે સરકારે ધારાસભામાં રજુ કરવા જોઇએ, અને તે કાયદા તરીકે પસાર થાય ત્યારેજ તે અમલમાં મુકવા જોઇએ. ઉપરનો ઠરાવ જમીનદારોના હિત કરતાં ખેડુતોના હિત માટેનો હોવાથી ખેડુતોનું હિત જળવાય એવી ગોઠવણ કાયદાથી થવી જોઇએ".

આ ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતાં અમદાવાદવાળા રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે જણાવ્યું:—

મહેરબાન પ્રમુખ સાહેબ, બહેનો અને સદગૃહસ્થો,

ગુજરાતની રાજકીય પરિષદમાં મારી દૃષ્ટિએ આ મુખ્ય અને અગત્યનો સવાલ છે. આપણા ઘરનો ખુલો તપાસવાને આજ ઠરાવ આ પરિષદમાં રજુ કરવામાં આવ્યો છે. રાજ્ય સારૂં છે કે ખોટું, સરકાર પ્રજાના હિતની વિરૂધ્ધ

છે કે તેને અનુકુળ છે, આગેવાનો પોતાનું કાર્ય બરોબર બજાવે છે કે નહિ, એ સઘળું ઘરની કોઠીના પરિણામ ઉપરથી જાણી શકાય છે. હિન્દુસ્થાન દેશ આજથી નહિ પણ ઘણાં વર્ષથી ખેડુતોનો છે. આ દેશમાં ૮૦ ટકા ખેડુતો છે. બાકીના ૨૦ ટકા વ્યાપારીઓ, ખેડુતના ખીસ્સાપર આધાર રાખનારાઓ છે. તેથી ખેડુતનું ખીસ્સું નહિ તપાસો તો રાજ્યની શી વ્યવસ્થા થશે? એ ગંભીર સવાલ છે. આ ઠરાવમાં બે વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. એક ખેડુતની ગરીબાઇ અને બીજી સરકારની વીઘોટી. હિન્દુસ્થાનનો ખેડુત ગરીબ છે એ વસ્તુ સાધારણ રીતે લોકો જાણે છે. તે છતાં કેટલાક કહે છે કે, હિન્દના ખેડુતનાં ખીસ્સાં તર છે. હિન્દુસ્થાનના ખેડુતનો ઇશ્વર બેલી છે, એનાં પોતાનાં છોકરાંને એ જમીન સાથે—મૃત્યુ ભેળાં કરે છે, અને બીજાઓનું પોષણ કરે છે. ઓનરેબલ ગોકળદાસને ખેડુતોની સ્થિતિની તપાસ કરતાં એલપાડમાં મેં જોયા હતા. મેકોનીકી પાસે ખેડુતોએ જુબાની આપી છે તે વખતે મેં અનેક ૧૦૦ ૫૦ વીઘાંના જમીનદારના શરીર જોયાં, તેની સ્થિતિનું વર્ણન હું ભાગ્યેજ બરોબર આપી શકું. તેના શરીરપર પહેરવાનાં પૂરાં કપડાં પણ નહિ. એક નાનીશી પોતડી પહેરી હતી, બીજું શરીર ઉઘાડું હતું. આ એનો પોશાક હિન્દુસ્થાનના ૧૦૦—૫૦ વીઘાંના જમીનદારની સ્થિતિનું આ વર્ણન સાંભળીને કોનું હૃદય નહિ ચીરાય? કોની આંખમાંથી આંસુ નહિ આવે? આવી સ્થિતિ જોઇને ગોકળદાસને અને મેકોનીકીને રડતાં મેં જોયા છે. ખેડુતોના ઘરની જડતી લેવામાં આવે ત્યારે તેમાં ઘણે ભાગે ઘંટીનું પડીયું કે ખાંડવાનું સાબેલું મળેલું. ધન્ય છે આવી હિંદની પ્રજાને! ધન્ય છે બ્રિટિશ રાજ્યને કે તેમાં ખેડુતની આ દશા થઈ છે! (શરમ, શરમ.) ખેડુતોની આવી ગરીબ દશાને લીધે તેમની વસ્તી પણ ભાગતી આવી છે, અને ખેડુતની વસ્તી ઘટતી આવી છે, તે બતાવી આપવાની સાબીતી મારી પાસે છે. જુના સરવેના રીપોર્ટો તપાસતાં મને માલુમ પડ્યું છે કે, જેમ જેમ એસેસમેંટ વધતું ગયું, તેમ તેમ ખેડુતોની વસ્તીમાં ઘટાડો થતો ચાલ્યો છે, છેલ્લા ૪૦ વર્ષમાં ખરી રીતે ૫૪ ટકા ઘટાડો થયો છે. સાધારણ વસ્તુ સ્થિતિ જોતાં તેમનામાં દર વર્ષે એક ટકો વધારો થવો જોઇએ તેને બદલે ઉલટો ઘટાડો થયો છે. ખેડા જીલ્લાની વસ્તીની આઠ લાખથી શરૂઆત કરેલી, તે ૪૦ વર્ષ પછી લગભગ સાત લાખ પર આવી રહી! ખેડા જીલ્લો એ ગુજરાતની ઉત્તમ ભૂમી છે, અને ગુજરાત એ હિંદનો બગીચો છે. હિંદમાં ૪૦ વર્ષના બ્રિટિશ રાજ્યમાં એની આવી દશા થઈ એજ પરિણામ કે? અને ખેડાનાજ નહિ, પરંતુ અમદાવાદના, ભરૂચના, સુરતના અને પંચમહાલના ખેડુતોની પણ એવીજ સ્થિતિ થઇ છે. મેં આપેલા આ આંકડા પોતે ઉપજાવી કાઢેલા નથી, પરંતુ સરકારી છે. હિંદુસ્તાનના આખા દેશની જો

સ્થિતિ છે. ડાકટર હેરોલ્ડમેને દાક્ષણના એક ગામડાની સ્થિતિની તપાસ લીધી છે, તેમાં પણ એજ મોંકાણ જોવામાં આવે છે, ખેડુતની આવક આપણે તપાસીએ છીએ તો માલુમ પડે છે કે, ખેડુતને ખાવાને માટે માત્ર દરરોજના વધુમાં વધુ બે આના મળે છે. મદ્રાસના ખેડુતોને દરરોજના છ પઈસામાં પોતાનું ગુજરાન ચલાવવું પડે છે. આપણે બાસુદી પૂરી, લાડુ વગેરે જમીએ ત્યારે ખેડુતને બે આના પર પોતાનું ગુજરાન ચલાવવાનું કહીએ એમાં પ્રજાને શરમ છે! અને સરકારને તો આપણે શું કહીએ? ખેડુત, હિંદુસ્થાનનો ખેડુત એ ઇશ્વરનો પણ ઇશ્વર છે. હજુ એક વાત કહેવાની છે. પ્રજા વિના સરકાર કયાંથી? હિંદની ૮૦ ટકા વસ્તી ઘટી જશે અને પાયમાલ થશે તો પછી સરકાર કોનાપર રાજ્ય કરશે? જો પ્રજા પાયમાલ થાય તો પોલીસને અને વાઇસરાયને પગાર કયાંથી મળશે? એટલાજ માટે મહેસુલની આંકણી વારંવાર વધારવામાં આવે છે, અને તેથી ખેડુતો પાયમાલ થતા જાય છે તેથી એની સામે આપણો વિરોધ છે. કેટલાકો કહે છે કે, જમીન સરકારની છે, સરકારની માલીકીની છે, લોકની નહિ, અને તેથી સરકાર ગમે તેટલો કર લે, તેની તેમને છુટ છે. મારૂં કહેવું એવું છે કે, એ વસ્તુ તદન ખોટી છે. જમીન સરકારની નથી. અને નહોતી. મનુસ્મૃતિમાંના નિયમ આપણે જોઈશું તો આપણને માલુમ પડશે કે, મનુ મહારાજના સમયમાં પણ એવો નિયમ ચાલતો હતો કે, જમીન તો પ્રજાનીજ છે. આ નિયમ અત્યાર પહેલાં થઇ ગયેલાં મુસલમાન અને હિંદુ રાજ્યોમાં પણ સ્વીકારાયો હતો, અને મરાઠાઓમાં પણ એજ રીવાજ હતો. જ્યારે કંપનીને બંગાલની દિવાની આપવામાં આવી ત્યારે પણ એજ નિયમ ચાલતો હતો. એજ નિયમપર મુંબાઈની હાઇકોર્ટનો પણ ચુકાદો આવી ગયો છે કે, જમીન પ્રજાની માલીકીની છે. પરંતુ એ સઘળો વાદ બાજુ પર રાખતાં, જમીન ગમે તેની હોય તે સવાલ બાજુએ રાખીને અમે એટલુંજ પૂછીએ છીએ કે, અમને જીવવા દેશોકે નહિ? આપણી હાલની સ્થિતિ એવી છે કે, પ્રાથમિક કેળવણીને માટે પણ લોકલ બોર્ડ પાસે ભીખ માગવા જવું પડે છે. આખી દુનિયામાં આવી સ્થિતિ માત્ર હિન્દુસ્થાનમાંજ છે. જો આવી ગંભીર અને અસંતોષકારક સ્થિતિ દૂર ન થાય તો સ્વરાજ્ય લઈને પણ આપણે શું કરવું હતું? માટેજ આ ઠરાવ સ્વીકારવો જોઇએ (તાળીઓ.)

ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં રા. ભાઈલાલભાઇ જેશાભાઈ પટેલે (ભાદરણ) કહ્યું:—

ભાઇ મગનભાઇએ આપની સમક્ષ જે દરખાસ્ત રજુ કરી છે, તેને અનુમોદન આપતાં મને ઘણો સંતોષ થાય છે, તે એટલા માટે કે, જ્યારે આ સવાલ આ પરિષદમાં આવ્યો છે, ત્યારે પ્રમુખપદે ખેડુતોના પિતા નામદાર ગોકુલદાસ વિરાજ્યા છે. મુંબાઇ હાઇકોર્ટના ઠરાવથી અને મનુસ્મૃતિના આધારથી ભાઈ મગનભાઇએ નકકી કરી આપ્યું છે કે, જમીન ખેડુતની છે. હું ધારાશાસ્ત્રી નથી, પરંતુ એક વ્યાવહારિક પુરૂષ તરીકે આ પ્રશ્ન તમારી સમક્ષ રજુ કરીશ. આ બ્રહ્માંડમાં જગન્નિયંતા પરમાત્મા છે. જો રાજા અથવા રાજ્ય દરેક ચીજનાં માલીક થઇ શકે તો સુર્યનો પ્રકાશ પણ નળના પાણીની માફક આપવામાં આવે. પ્રાચીન કાળમાં ભાટ અને બ્રાહ્મણોને પસાયતાં કોણ આપતા હતા ? ખેડુતોજ. ત્યારે તે જમીન ખેડુતોની માલીકીની કે રાજ્યની માલીકીની ? કુદરત પણ એમજ કહે છે કે, જમીન ખેડુતની છે, કાયદો પણ એમજ કહે છે, અને વ્યાવહારિક દ્રષ્ટિ પણ એમજ કહે છે કે, જમીન ખેડુતની છે. ત્યારે તે સરકારની શી રીતે બની ગઈ ? મને તો એમ લાગેછે કે, હાલમાં મ્યુનિસિપાલિટિ ઘરવેરો લે છે તે સ્વચ્છતા જાળવવાને માટે લેછે, તેને બદલે કેટલોક કાળ વહી ગયા પછી મ્યુનિસિપાલિટિ તેને ઘરભાડું ગણી ઘરપરની માલીકી પોતાની ગણે તેમ હાલની સ્થિતિ ઉભી થયલી છે. સરકારને મહેસુલ તરીકે જે રકમ આપવામાં આવતી હતી તે સંરક્ષણના બદલા તરીકે અને આપવામાં આવતા અભય વચનની ખાતર; જ્યારે અમે ખેતીને માટે રખેવાળો રાખતા ત્યારે તેને માટે અમે ફાળો આપતા હતા, તે ફાળાને બદલે સરકારને મહેસુલ આપીએ છીએ. મહાત્મા ગાંધીજી કહે છે કે, ખેડુત તો જગતનો તાત છે, કણબી પાછળ કરોડ છે. ગોલ્ડસ્મીથ નામના અંગ્રેજ કવિએ પણ લખ્યું છે કે, બહાદુર ગામડાવાસીઓનો એક વખત વિનાશ થાય છે તો તેઓ પાછા મળતા નથી. તેજ પ્રમાણે મગનભાઇએ વર્ણવી તેવી ખેડુતોની સ્થિતિ હોય તો દેશની શી દશા ? તેમની સ્થિતિ સુધારવામાં નહિ આવે અને સ્વરાજ્ય આપવામાં આવે તો તે શબના ઉપર શણગાર સજાવ્યા સમાન થશે. ( તાળીઓ. )

પ્રસ્તુત ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા. ખુશાલભાઈ પરાગજીએ જણાવ્યું (સુરત):—

આ ગુજરાત રાજકીય પરિષદની અંદર એકઠાં થયલાં સુશિક્ષિત સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓએ ખેડુતની સ્થિતિનો ઉંડો અને અનુભવ પુર્ણ ખ્યાલ કર્યોનો છે. આખી દુનિયા આગળ વધતી જાયછે, સર્વ વધારે શિક્ષિત બનતા

જાયછે ત્યારે ખેડુતના સંબંધમાં તો જેના ભગવાન તેને તે રહયા છે. આપણે અંહીયાં રાત્રી થોડી છે અને વેષ ભજવવાને મોટો છે. હું સંક્ષેપમાં કહીશ કે, અશ્વઘોષ આદિના કાળમાં હિન્દના ખેડુતોની સ્થિતિ સારી હતી, પરંતુ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વખતથી તે બગડતી આવી છે. તેમની સ્થિતિ સુધારવાની ઘણીજ જરૂર છે, અને તેથી આ ઠરાવને તમારે અનુમોદન આપવું જોઇએ.

તે પછી ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરી મત લેતાં સર્વાનુમતે પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો.



## ખીલાફત.

### ઠરાવ નવમો.

(૧) "આ પરિષદ્‌નો અભિપ્રાય એવો છે કે, મુસલમાન પ્રજાના ખલીફ તરીકે તુર્કસ્તાનના સુલતાનની ધર્મગુરૂની પદવી તેમની રાજ્યસત્તા સાથે અવિચ્છિન્ન પણે સંકળાયલી છે, અને ખલિફના આધ્યાત્મિક મોભ્ભાને જાળવવાને માટે તેમની રાજકીય સત્તા આવશ્યક છે, તેથી તેમના ખલીફ તરીકેના મોભ્ભાને તથા તેમની રાજસત્તાને હિણપત લાગે એવાં કૃત્ય તરફ આ પરિષદ્ ગંભીર શંકાની નજરથી જુએ છે."

(૨) "૧૯૧૮ ના જાન્યુઆરી માસની ૬ ઠ્ઠી તારીખે નામદાર વડા પ્રધાને આપેલા વચન પ્રમાણે થ્રેસ અને એશિયા માઇનોરના જે પ્રદેશોમાં મુસલમાનોની મોટી વસ્તી છે, તે તથા રાજધાનીનું શહેર કોન્સટાન્ટીનોપલ ટર્કીની નિરંકુશ સત્તા નીચે રહેવાં જોઇએ, અને સ્મિર્ના અને હીંટરલેંડ ગ્રીક લોકોએ ખાલી કરવાં જોઇએ."

(૩) મુસલમાનોનાં પવિત્ર સ્થાનો ઉપર મુસલમાન સિવાય બીજા કોઇની સત્તા હોવી ન જોઇએ".

આ ઠરાવ સુરતવાળા રા૦ દયાળજીભાઈ નાનુભાઈએ પરિષદ્ સમક્ષ રજુ કરતાં કહ્યું,

આ સવાલની ગંભીરતા વિષે બેમત છેજ નહિ. આખો દેશ એ સંબંધમાં એક મત છે એ ગઇ તા૦ ૧૭ મીએ ( ખીલાફત દિવસે ) હિંદુ તથા મુસલમાન ભાઈઓએ એકઠા મળીને ( તાળીઓ ) જે લાગણી બતાવી છે, તે પુરવાર કરી બતાવે છે. આ શહેરમાં થોડાક દિવસપર આ વિષયમાં જાહેર સભા ભરવામાં આવી હતી, તે વખતે કહેવામાં આવ્યા પ્રમાણે જે ખ્રિસ્તી પ્રજા પોતાના પેગમ્બરની જન્મભુમિની પ્રાપ્તિને માટે સો વર્ષની લડાઈ લડી હતી તેજ પ્રજા મુસલમાનોનાં ધાર્મિક મથકપર કેવી રીતે ત્રાપ મારી શકે ? ( તાળીઓ. ) ધર્મ શું એકલી ખ્રિસ્તી પ્રજાનોજ છે ? શું મુસલમાનો અને હિંદુઓનો ધર્મ નથી ? લોર્ડ ચેમ્સફર્ડ આદિ કહે છે કે, અમારાથી બનતું અમે કરીએ છીએ અને કરીશું. જો એ હૃદયથી કહેતા હોય તો શું તેઓ ઘટતું કરવાને અશક્ત છે ? નહિ. બેલ્જીયમને ઇન્સાફ અપાવવાને માટે જે મિત્રરાજયો ચાર વર્ષો સુધી લડયાં તેઓ ઈસ્લામી પ્રજાને ઈન્સાફ ન અપાવી શકે ? ના, તેઓ અપાવી શકે એમ છે. પરંતુ ખરી વાત એ છે કે, કહેવાની વાત એક છે, અને અંતરની વાત બીજી છે. ખ્રિસ્તી રાજયો કદાચ એમ ધારે છે કે, યુરોપમાં બીજી કોઈ પ્રજાનો કાંટો હોવો ન જોઇએ. મી૦ લોઇડ જયોર્જ અને લોર્ડ ચેમ્સફોર્ડ જો આ બાબતમાં કાંઇ કરી શકતા ન હોય તો તેમણે તરતજ રાજીનામા આપી દેવાં જોઇએ, કેમકે એ બ્રિટિશ સ્વભાવ છે. (તાળીઓ) જો મી૦ લોઇડ જયોર્જ અને લોર્ડ ચેમ્સફર્ડ ખરા અંતઃકરણથી આ સંબંધમાં પોતાનાથી બનતું કરવાની ઇચ્છા ધરાવતા હોય તો તેમણે તરત પોતાના ઓદ્ધાઓના રાજીનામાં આપવા જોઇએ. આજે આ સભામાં મુસલમાનોની હજારોની સંખ્યા હોવી જોઇએ. પરંતુ તેમની સંખ્યા અહીંયા ઓછી છે. તે પરથી તમારે એમ ન માનવું જોઇએ કે, તેમનો ભાવ ઓછો છે. આ સંબંધમાં તેમની લાગણી તો ઘણી તીવ્ર છે. રાજદ્વારી કેળવણીમાં વધારે ભાગ લેવાના પ્રચારનો અભાવ એજ આ ગેરહાજરીનું કારણ છે. સમસ્ત હિંદની પ્રજા આ બાબતમાં એકમત છે તે પર ધ્યાન ન આપતાં શું. બ્રિટિશ પ્રજા પોતાની મરજી પ્રમાણે કરશે ? તો હું કહું છું કે, જે ખુનખાર લડાઇ ૪ વર્ષોમાં સમાવવી મુસ્કેલ પડી હતી, તેના કરતા વધારે વિકટ સંયોગો ઉભા થશે. તર્કીના ભાગલાના સંબંધમાં એમ પણ કહેવામાં આવે છે કે, તેઓ કેળવાયલા નથી એવી દલીલ બ્રિટિશ પ્રજા કરે છે. આ દલીલ હસવા જેવી છે. આ સવાલ હવે ફકત મુસલમાનોનો રહયો નથી, પરંતુ મુસલમાનોનો છે અને આખા હિંદુસ્થાનનો છે, (તાળીઓ) અને પહેલાંના કરતાં હવે વધારે ઐકય થયું છે, (તાળીઓ) અને દિનપર દિન તેમાં વધારો થતો જાય છે. ( તાળીઓ )

ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં મી૦ મીયાંસાહેબ અલીભાઈ હમદાનીએ કહ્યું,

મારા પહેલાં જે સાહેબ બોલી ગયલા છે અને જે ઠરાવ ખીલાફતનો છે, તે ઘણો બહેળો છે. તે શબ્દ અમારા ધર્મનો ખાસ છે. ખીલાફત એ ઘણો મોટો બહોળો સવાલ છે. ખીલાફત કોને માટે જોઇએ? અમારા ધર્મનાં જે જે મકાનો છે તે બધાં ખલીફાના હાથમાં રહેવાં જોઇએ, અને તમે ઇતિહાસથી વાકેફ છો કે, યુરોપને કેળવનાર ખાસ પહેલા મુસલમાનો છે. જેઓ આજ એવો દાવો કરે છે કે, મુસલમાનો કાંઇ જાણતા નથી. તેઓ જાણીને તૈયાર થયા ત્યારે તર્કીને કેવી રીતે કાઢવું, તેનો વિચાર કર્યો. અને તે તર્કીમાં મતભેદ કરાવવાનો પ્રયત્ન કર્યો. તેમાં પ્રવેશ કરવાને મીશન આદિ મોકલ્યાં, અને તર્કીને નાબુદ કરવાને નાની નાની લડાઇઓ શરૂ કરી. ઇસ્વી સન ૧૯૧૨માં બાલ્કનની લડાઇ થઇ તે વખતે અમે ગણત્રી કરી તો માલુમ પડ્યું કે, છેલ્લાં ૫૦ વર્ષોમાં એ રાજ્ય પર લડાઇઓ લડ્યું હતું. એ રાજ્ય પોતાની અંદર શી રીતે સુધારો કરી શકે? તર્કી આથી પછાત પડ્યું છે પણ યુરોપનાં રાજ્યોએ તેનો લાભ લેવો જોઇતો નથી. આપણા વાયસરોય સાહેબે આપણને વચન આપ્યું છે પરંતુ તે સવાલનો હજી નિર્ણય થયો નથી, અને મને ખાત્રી છે કે, એ લોકો નિર્ણય કરવાના નથી અને ફક્ત વાતો કરે છે. અમે લોકો રાહ જોઇએ છીએ, અને આ સવાલનો સંતોષકારક નીવેડો નહિ આવે તો ડીસેમ્બર માસમાં સુલેહની ઉજવણીમાં અમે ભાગ નહિ લઇએ, અને હિંદુભાઇઓ પણ તેમાં ભાગ નહિ લેશે એવી મારી તેમને વિનંતિ છે. (તાળીઓ..)

મી. બેજનજી માણેકજી જંબુસરીઆએ આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું,

આ દરખાસ્તમાં સમાયલી બાબત ધર્મની છે. લોકો શેમાં વધારે રસ લે છે? રાજદ્વારી બાબતમાં અને ધર્મની બાબતમાં, આ બંને બાબતોમાં ઘણા મતભેદ છે. પરન્તુ આ દેશમાં આપણે બધા એકત્ર થઈને કામ કરશું તો આપણે આપણા દેશનો ઉદય કરી શકીશું? (તાળીઓ.)

મુસલમાન ભાઇઓની લાગણી ન દુઃખાય તે માટે આપણે સરકારને વિનંતિ કરવી જોઇએ. કલકત્તાના લૉર્ડ બીશપે કહ્યુ હતું કે, તમે કહોછો કે

નાની પ્રજાઓના હક્ક ઉપર ત્રાપ નહિ મારો તો હિંદુસ્થાનની પ્રજાને હક્ક આપો. તેનું પરિણામ શું આવ્યું? આ ભલા બીશપ પર એંગ્લો-ઈંડીઅન છાપા અને આપણા દેશના વિરોધીઓ ઉતરી પડયા. આપણી ભલી રાણી વિકટોરીયાએ પોતાના ૧૮૫૮ના ઢંઢેરામાં કહ્યું હતું કે, ધર્મની બાબતમાં અમે આડે નહિ આવીએ, તો તેમ થવું જોઇએ, અને સાત કરોડ મુસલમાનની લાગણીનો વિચાર થવો જોઈએ. તેમણે જે મહાન ભોગો આપ્યા છે તે જોતાં તેમને માન આપવું જોઇએ અને આ ઠરાવ પ્રમાણે માંગણી સંતોષાવી જોઈએ. ( તાળીઓ. )

આ ઠરાવને હકીમ મોલ્વી વલી મહમદ મસુદે વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું:—

આ ઠરાવને માટે જે હીલચાલ હિંદમાં થઇ છે, તે તમે જાણો છો. અમારામાં મક્કા મદિના વગેરે જગ્યાઓ પવિત્ર ગણાય છે, તે અમારા ખલીફાની જગ્યાઓ છે. તેને વિષે એવી એવી અફવાઓ આવે છે કે દાણો ચપોટાય તેમ ઇસ્લામને ચપોટવામાં આવે છે. ઇતિહાસના જાણનારાઓ જાણે છે કે, એ જગ્યાઓનું રક્ષણ કરવાને કેવા કેવા પ્રયત્નો થયા છે. એ ખિલાફતે સુલ્તાનીઆને ખોઇ જવી, નાશ કરવી ઇત્યાદિ વિચારો ચાલી રહ્યા છે. સુલ્તાન અલાઉદિને એ સલ્તનતને નાશ કરવાનો વિચાર કર્યો હતો, અને તેનું પરિણામ શું આવ્યું એ તો ચપોટી જોયલુંજ છે. એની પર હાથ નાંખવો એ તો મારા ધ્યાનમાં સમાતું નથી. એમ થશે તો પરિણામ કેવું સારૂં આવશે, તે તો જે બધા અકલમંદ હશે તે જાણી શકશે! હિંન્દુ મુસલમાન બે ભાઈઓ ખરા પણ મતરાયા. બ્રિટિશ એ અમારી મા ખરી, પણ મતરાઇ ( તાળીઓ ) અને તેણે ઘરમાં એવો સુધારો કર્યો કે, અમારા બાપ ખુશી થઇ ગયા. ( તાળીઓ ) પ્રથમ તો તેણે બંને મતરાયા ભાઇઓને લડાવ્યા, પરંતુ તેણે પોતાની આંગળીએ આણેલાઓનું પોષણ કરવા માંડયું, જેમ કરતાં જ્યારે એ બંને પર ઇજા પડવા લાગી ત્યારે બંનેની આંખો ઉઘડી. તેઓ પોતાની મતરાઇ માના કાવા દાવા સમજી ગયા અને પોતાની વચ્ચેનો અણબનાવ દુર કર્યો. દર શુક્રવારની બંદગીમાં અમે ખલીફાનું ભલું ઇચ્છીએ છીએ અને તેમની સામે લડવા નીકળનારાઓનું બુરૂં ઇચ્છીએ છીએ. ( તાળીઓ )

આ ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરવામાં આવતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.



# તૃતીય દિવસ.

## સોમવાર તા. ૩-૧૧-૧૯૧૯.

ત્રીજે દિવસે મંગળસ્તવન આદિ થયા પછી, નીચેના ઠરાવથી પરિષદ્‌ની કાર્યવાહીનો પ્રારંભ કરવામાં આવ્યો હતો.

### ઠરાવ દસમો. સ્વદેશી.

(૧) "સ્વદેશી હીલચાલમાં સ્વરાજ્યનું મુળ છે, અને એ હીલચાલમાં હિંન્દુસ્થાનની આબાદાની સમાયલી છે, એવી આ પરિષદની માન્યતા છે, તેથી ગમે તેટલી પણ અગવડ સહન કરીને સ્વદેશી વસ્તુઓનો અને ખાસ કરીને સ્વદેશી કાપડનો ઉપયોગ અને પ્રચાર કરવા અને તે માટે સ્વદેશી કાપડની પેદાશને બને તેટલી વધારવા તેમજ સ્વદેશી વસ્ત્રભંડારો કાઢવા આ પરિષદ્ આગેવાનોને ને જનસમાજને ભલામણ કરે છે."

(૨) "મીલ એજંટોને અને વેપારીઓને આ પરિષદ્ વિનંતિ કરે છે કે, સ્વદેશી માલ વધુ પ્રમાણમાં વપરાય તે માટે જેમ બને તેમ ઓછો નફો તેમણે લેવો".

આ ઠરાવ મુંબાઇવાળા રા. હંસરાજ પ્રાગજી ઠાકરસીએ રજુ કરતાં કહ્યું;:—

આ ઠરાવના સંબંધમાં પહેલો પ્રશ્ન એમ કરવામાં આવે કે, એ રજુ કરવાને માટે મારી પસંદગી શા માટે કરવામાં આવી ? એનાં કારણો બે છે. પ્રથમ તો હું વેપારી કોમમાંનો એક છુ, અને વળી મીલ એજંટોમાંનો પણ એક છું. આપણા દેશની મીલ ઇન્ડસ્ટ્રીએ સ્વદેશી કાપડને માટે કેટલું બધું કર્યું છે. હિંદુસ્થાનમાં જ્યારથી જેટલા પ્રમાણમાં એ ઉદ્યોગ દાખલ થયો છે, ત્યારથી તેટલા પ્રમાણમાં તેણે વિદેશી માલને મહાત કરી સ્વદેશી માલને ઉત્તેજન આપ્યું છે. આ પરિષદ્ મીલ એજંટોને વિનંતિ કરે છે કે, પોતાના સ્વદેશી માલ ઉપર તેમણે ઓછો નફો લેવો. આનો અર્થ એવો થતો નથી કે, તેમણે ખોટ ખાઇને માલ વેચવો. કોઇપણ વેપારી ખોટથી માલ વેચવાને ખુશી ન હોય; ઓછો નફો લેવો તે કેટલા પ્રમાણમાં લેવો તે બનાવનાર તથા લેનારની મરજી ઉપર આધાર રાખે છે. જો તેઓ પોતાનો માલ વાજબી ભાવે વેચશે તો મને ખાત્રી છે કે,

તેઓ સ્વદેશી હીલચાલને સંગીન મદદ કરશે. સેંકડો, હજારો, કે લાખો નહિ પણ કરોડો રૂપીઆનું કાપડ પરદેશમાંથી આ કમનશીબ દેશમાં આવે છે. આ દેશમાંની મીલોએ જાડું કાપડ બનાવવા માંડવાથી તે કાપડ પરદેશમાંથી ઓછું આવે છે, પણ બારિક કાપડ તેમાં બનાવવામાં આવતું નથી. એ બારીક કાપડ બનાવવાને માટે હું દરેક મીલ એજંટને વિનંતિ કરૂં છું. જો આપણી મીલો આપણી હાજતોના ખરનું કાપડ બનાવશે તો તેથી સ્વદેશી હીલચાલને ઘણું સરસ ઉતેજન મળશે. સ્વદેશી શબ્દ એવો છે કે, આપણા દેશના ઉદ્યોગો તરફ પ્રીતિ બતાવવા તે આપણને પ્રેરે છે. જયારથી સ્વદેશી હીલચાલ શરૂ થઈ ત્યારથી આપણે તેને ટેકો આપીએ છીએ, પરંતુ તે ટેકો માત્ર શબ્દોથી કે વાકયોથી આપીને બેસી રહેવાનું નથી. ઠેક ઠેકાણે આપણે સ્વદેશી વસ્ત્રોના ભંડારો ખોલવા જોઇએ, અને તેમાં સ્વદેશી કાપડ લાવી તેનું વેચાણ કરવું જોઇએ મહાતમા ગાંધીજીની ચળવળથી હમણાં થોડોક વખત થયાં ગુજરાતમાં એવું પણવાડીયું ખાલી નહિ ગયું હોય કે કોઈને કોઇ સ્થળે સ્વદેશી ભંડાર નહિ ખુલ્યો હોય ! મુંબાઇમાં આવા સ્વદેશી ભંડારો કેટલાક ઉઘાડવામાં આવ્યા છે, પરંતુ બીજા શહેરોમાં અને કસ્બાઓમાં એવા ભંડારો ઉઘાડવાની ખાસ જરૂર છે. અને આપણા ભાઇઓએ સ્વદેશી માલ ખરીદી તેને ઉ-તેજન આપવું જોઇએ. એવા ભંડારોમાં આપણા ઘર ઉપયોગમાં જોઇતી દરેક ચીજ રાખવી જોઇએ, અને કયે ઠેકાણે કયો માલ બને છે, તે ભંડારમાં મુકીને બતાવવું જોઇએ. અને દરેકે બનતા સુધી એમાંથી ખરીદી કરી તેને ઉ-તેજન આપવું જોઇએ. આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે, સ્વદેશી હીલચાલમાં માત્ર સ્વદેશી કાપડ તરફજ પ્રીતિ બતાવવાનો સમાવેશ થતો નથી. પણ દરરોજના વપરાશમાં આપણે જે જે ચીજો વાપરીએ છીએ તે સઘળીનો સમાવેશ તેમાં થાય છે. અને તે ચીજો કેમ બની શકે છે, તેનો પણ વિચાર કરવાનો છે. આપણા દેશમાં કઈ કઇ ચીજો કયા દેશમાંથી આવે છે, તેમને કેવી રીતે બનાવવામાં આવે છે, અને તેમનીપર બનાવનારાઓ કેટલો નફો ખાય છે, તેનો પણ આપણે વિચાર કરવાનો છે, અને એ ચીજો આપણા દેશમાં કેવી રીતે બને ? તેનો વિચાર કરી બને તો તે ચીજો બનાવવાનાં કારખાનાં કાઢવાં જોઇએ. સ્વદેશી હીલચાલને ઉતેજન આપવામાં આ સઘળી બાબતોનો સમાવેશ થાય છે, અને તે પ્રમાણે કરવાને આપણે દરેકે દરેક પ્રયત્ન કરવો જોઇએ. ( તાળીઓ ).

પ્રસ્તુત ઠરાવને અનુમોદન આપતાં સૌ. શાન્તાબ્હેન બરફીવાળા (સુરત) એ સભાને ઉદ્દેશીને કહ્યું;—

જે ઠરાવ આપની સમક્ષ રજુ કરવામાં આવ્યો છે, એ સંબંધી હિન્દુ મુસલમાનોમાં કાંઇ પણ મતભેદ કે તફાવત છે નહિ. આ ઠરાવ મ. ગાંધીજીએ બારણાં ઠોકી સ્ત્રી પુરૂષોના મગજ ઉપર ઠોકી બેસાડયો છે. સ્વદેશી હીલચાલનું નામ સાંભળીને બંગાળાના ભાગલાની અને તેના ઇતિહાસની આપણને યાદ આવે છે. લૉર્ડ કર્ઝનના વખતમાં સ્વદેશી ચળવળ જન્મ પામી અને હિન્દને માથે જડાયલી બ્યુરોક્રસી જેમ જેમ પ્રજાને વધારે સતાવવા લાગી તેમ તેમ એ ચળવળ તરફ વધારેને વધારે ધ્યાન ખેંચાતું ગયું. તે વખતે પોતાના ખીસ્સા તર કરવાને કેટલાક સ્વાર્થીઓ અને લોભી વેપારીઓએ સ્વદેશી માલને નામે વીદેશી માલ ઠેસવી દઈ હિન્દુસ્થાનની પ્રગતિના ઘડીઆળનો કાંટો પાછળ ખસેડયો, અને એ ચળવળને નુકસાન કર્યું આખા દેશને નુકસાન કર્યું. છેવટે આપણા સદ્‌ભાગ્યે મહાત્મા ગાંધીજી પધાર્યા, અને આજની સ્થિતિ તેમના એકલાના પ્રયાસનું પરિણામ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ દેશની સ્ત્રીઓએ સાદાં કપડાં પહેરવા તરફ ધ્યાન આપવું જોઇએ. સવાલ એ ઉભો થયો છે કે, પોતાની પાસે વિદેશી કપડાં સાડીઓ વગેરે હોય, તેમનું શું કરવું. જો તે મુલ્યવાન હોય તો તેમને રૂખસદ આપવાની જરૂર નથી, પરન્તુ જેમ બને તેમ એવાં વિદેશી કપડાં વપરાઇ જાય એટલે તેમને રૂખસદ આપી નવાં વિદેશી કપડાં વસાવવાં ન જોઇએ, અને સ્વદેશી કપડાં વાપરવાં જોઈએ. કારણ કે હિંદમાં મન માનતાં કપડાં મળે છે. આપણા મીલ માલેકોએ પણ પોતાના ધંધામાં આપણા દેશની આબાદાની માટે વિચાર કરવાનો છે, અને જો તે પ્રમાણે થશે અને પ્રત્યેક સ્વદેશી કાપડ વાપરવા લાગશે, તો આ ઠરાવની સાર્થકતા છે. ( તાળીઓ )

આટલું વિવેચન થયા પછી ઉપરોકત ઠરાવ પર મત લેવામાં આવતાં તેને સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ અગીઆરમો. પ્રજા હક્કનું જાહેરનામું.

"જે કાયદાથી હિંદના રાજય બંધારણનો તથા હિંદીઓના હકકનો નિર્ણય કરવામા આવે તેવા કાયદામાં જ્યાં સુધી નીચે જણાવેલા મુખ્ય હકો હિંદીઓ માટે દાખલ કરવામાં નહિ આવે ત્યાં સુધી તે કાયદો સંતોષકારક ગણાશે નહિ, એવો આ પરિષદ્‌નો મત છે":—

(૧) "મહારાજાધિરાજ પચંમજયોર્જની પ્રજા તરીકે હિંદનો દરેક પ્રજાજન સામ્રાજયની બીજી પ્રજાઓને જે હક મળે છે, તે હક ભોગવવા હકદાર

છે, અને પ્રજાજન તરીકે હિંદી અને યુરોપીઅન જાતિની પ્રજામાં તફાવત રાખવામાં આવશે નહિ, અને એવો તફાવત રાખતો કોઈપણ કાયદો કરવામાં આવશે નહિ.”

(૨) “કાયદેસરની અને ખુલ્લી તપાસના પરિણામે કરવામાં આવેલી ન્યાયની કોર્ટની શિક્ષા સિવાય નામદાર શહેનશાહના કોઇ પણ હિંદી પ્રજાજનને છુટથી હરવા ફરવામાં જાન માલ બાબત, અથવા છુટથી બોલવામાં અથવા લખવામાં અને સંસર્ગ રાખવામાં હરકત કરવામાં આવશે નહિ.”

(૩) “દરેક હિન્દી પ્રજાજનને હાથયાર ધારણ કરવાનો હક રહેશે. માત્ર ગ્રેટ બ્રિટનમાં જે રીતે પરવાનો ધારણ કરવો પડે છે તેજ રીતિએ પરવાનો મેળવવો પડશે, અને ન્યાયની સામાન્ય અદાલતના હુકમ સિવાય હાથયાર ધારણ કરવાનો હક્ક લઇ લેવામાં આવશે નહિ.”

( ૪ ) “જે સંજોગોથી સામ્રાજયનાં બીજા પ્રજાજનોને શારીરિક શિક્ષા કરવામાં આવે તેજ સંજોગો સિવાય હિંદી પ્રજાજનને શારીરીક શીક્ષા કરવામાં આવશે નહિ.”

( ૫ ) “છાપખાનાં સ્વતંત્ર રહેશે, અને કોઇપણ છાપખાનું અથવા વર્તમાનપત્ર નોંધાવતી વખતે પરવાનો અથવા જામીનગીરી માગવામાં આવશે નહિ.”

અમદાવાદ વાળા રા. ચીમનલાલ જીવણલાલ ચીનાઇએ ઉપલા ઠરાવને પરિષદ્ સમક્ષ રજુ કરતાં કહ્યું;—

આ ઠરાવ પરથી તમે જોઇ શકશો કે, અત્યારે જે રોલેટ એકટ, ઇન્ડેમ્નીટી એકટ વગેરે હીચકારા કાયદાઓથી આપણી સ્વતંત્રતા પર છરી ફેરવવામાં આવે છે, તે પ્રમાણે જો આપણને આ ઠરાવમાં માગવામાં આવેલા હકકો આપવામાં આવે તો બની શકે નહિ. હિંદના પુત્રોને હિંદમાં કેવી રીતે રાખવામાં આવે છે તે જુઓ. હિંદી અને અગ્રેજ માટે જુદા હકક છે. જો એક અંગ્રેજે કાંઇ ગુન્હો કર્યો હોય તો તેને માટે ખાસ જુદી જયુરી હોય છે, ન્યાયાધીશ પણ જુદો હોય છે, પરંતુ હિંદને એવો એક પણ હક્ક નથી. જો આ ઠરાવને રીફોર્મ સ્કીમ અર્થાત હિંદ માટેની સુધારાની યોજનામાં નાખવામાં ન આવે તો આપણે મન તે સુધારા નકામા છે, અને તે જોઇએ પણ નહિ. બીજી પ્રજાની માફક બ્રિટિશ સામ્રાજયમાં સમાન હક્ક ભોગવવાને આપણે હક્કદાર છીએ: આફ્રિકામાં આપણા દેશીભાઇઓ સખતમાં સખત અપમાન સહન કરી રહયા છે. હિંદુસ્તાનને શું જોઇએ છીએ તેનો નિર્ણય કરવાનો હક-જન્મસિધ્ધ હક હિંદુસ્તાનની તેત્રીશ

કરોડની વસ્તીનો છે, અને નહિ કે બે ચાર અંગ્રેજોનો. [તાળીઓ] આ પરિષદ્ સમક્ષ રજુ કરવામાં આવેલા બધા ઠરાવો કરતાં આ ઠરાવ વધારે જરૂરનો છે. અંધ સત્તાધિકારીઓ સીમલાની સીતલ ટેકરીઓ પરથી નાનાં છોકરાં જેમ ગોફ્ણો ફેંકે તેમ ખીસામાંથી ઓર્ડીનન્સ બહાર પાડે, પંજાબમાં બનેલા હૃદય ભેદક અત્યાચાર કરે, કોલેજના વિદ્યાર્થીઓને ઇન્ટર્ન કરે, ડીપોર્ટ કરે તેનો અર્થ શો? ભાઈઓ! તેથીજ આ ઠરાવમાં માગેલા હકકો મેળવી આપણાં દુઃખો દુર કરવાનો પ્રયત્ન કરવો ઘટે છે. આ ઠરાવને આપ વધાવી લેશો એવી મારી પ્રાર્થના છે. ( તાળીઓ. )

પ્રસ્તુત ઠરાવને અનુમોદન આપતાં ગોધરાવાળા રા૰ પુરૂષોતમદાસ માણેકલાલ શાહે જણાવ્યું:—

આ ઠરાવ વાંચી મને એટલો સંતોષ થાય છે કે, યુરોપમાં પાંચ વર્ષના દારૂણ યુદ્ધ પછી આપણે આપણા જન્મ સિદ્ધ હકકોની માગણી કરી શકીએ છીએ. જયાં સુધી આપણને આપણા એ હકકો ન મળે ત્યાં સુધી ડીસેમ્બર માસની સુલેહની ઉજવણીમાં ભાગ લેવાનું આપણને કહેવામાં આવ્યું છે, તે આપણે કરી શકીશું નહિ. અસંખ્ય યોધ્ધાઓના જાનમાલની ખુવારી પછી યુરોપમાં સર્વ હકકોના નિર્ણય થઈ ગયા છતાં હિંદને માટે કાંઇપણ ગોઠવણ થાય નહિ, અને જયાં સુધી રોલેટ એકટ અને ડીફેન્સ ઓફ ઇંડીઆ એકટની તલવારો માથાપર ઝઝુમતી રહે, ( શરમ, શરમ ) ત્યાં સુધી ભારતવર્ષમાં શાંતિ શી રીતે રહે ? પરિષદ્ સમક્ષ જે જે ઠરાવો રજુ કરવામાં આવ્યા છે, તેમાં આ ઠરાવ અગત્યનો છે. બાકીના સઘળા ઠરાવો આ ઠરાવમાં એક કે બીજી રીતે સમાઇ જાય છે. જયાં સુધી આપણને આપણા જન્મ સિધ્ધ હકકો ન મળે અને મનની નબળાઈ દુર કરીને તે મેળવવાને આપણે દરેક રીતનો પ્રયત્ન ન કરીએ તો આવી સભાઓ ભરવી નકામી છે. આપણે મનની નબળાઈ બતાવવી ન જોઇએ અને હીંમત ધરીને તૈયાર રહેવું જોઈએ. તેથી હું આશા રાખું છું કે, તમે આ ઠરાવને પૂર્ણ રીતે અનુમોદન આપશો. ( તાળીઓ )

આટલી ચર્ચા પછી ઉપરોકત ઠરાવપર પરિષનો મત લેતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ બારમો. છાપખાનાનો કાયદો.

"આ પરિષદનો એવો મત છે કે, સને ૧૯૧૦ નો કાયદો, કારોબારી સત્તાન અધિકારીઓને ઘણીજ બહોળી સત્તાઓ આપે છે, અને એ કાયદાનો અમલ કરવામાં ઘણી સખ્તાઇ વાપરવામાં આવે છે, માટે તે રદ થવો જોઇએ."

આ ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો હતો, અને પરિષદ્નો અભિપ્રાય લેતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ તેરમો. ન્યાય અને કારોબારી ખાતાં છુટાં પાડવા વિસે.

"ફોજદારી ન્યાયના ખાતાને કારોબારી ખાતાથી તદ્દન જુદું રાખવાની જે માગણી સમસ્ત હિંદમાં ઘણાં વર્ષો થયાં કરવામાં આવેલી છે, તેનો સ્વીકાર હજી સુધી નથી થયો તેને સારૂં આ પરિષદ્ અતિશય દીલગીરી જાહેર કરે છે, અને નામદાર હિન્દી સરકારને આગ્રહ કરે છે કે, પ્રજાની ઉપરની માગણી તરત સ્વીકારી પ્રજાને ન્યાય આપવો."

આ ઠરાવ સુરતના મી. બેજનજી માણેકજી જંબુસરીઆએ રજુ કર્યો હતો, જે વેળા તેમણે પોતાના ભાષણમાં કહ્યું,:—

આ ઠરાવ ફકત ગુજરાતને કે ગુજરાત રાજકીય પરિષદનેજ લગતો નથી, પણ આખા હિંદને લગતો છે, અને તે ઘણો મહત્વનો છે. આ સવાલ ઘણાં વર્ષો થયાં કોંગ્રેસમાં ચર્ચાયો છે, અને એ બાબત આપણા દેશને ઘણી અગત્યની છે. ન્યાય અને કારોબારી ખાતાં એકઠાં હોવાથી આપણે ન્યાય મેળવવાને માટે નાહીંમત બની જઇએ છીએ, અને તેથીજ આપણને જુલમ તથા હાડમારી વેઠવાં પડે છે. આ ઠરાવ પર બોલવાની મારી લાયકાત એ છે કે, ૪૦ વર્ષ થયાં હું વકીલાતનો ધંધો કરૂં છું, અને તેમાં મને ઘણો કડવો અનુભવ થયો છે. મેજીસ્ત્રેટનો કેંપ જ્યારે ડીસ્ત્રીકટમાં હોય ત્યારે વારંવાર કહેવામાં આવે સાહેબ રોકાયલા છે, મહેસુલી કામમાં છે, ચા પર બેઠા છે, વગેરે. વળી ઝાડ નીચે બેસવું પડતું અને તે પણ ખુરશીને બદલે બ્રાન્ડીના બાકસપર. અમારો એક અસીલ અમને સુરતથી બોજ પારડી કે જે ગામ અઠાવીશ માઇલ દુર છે, ત્યાં કેસ ચલાવવા મોટો ખર્ચ કરી ટાંગામાં લઇ ગયલો. પણ ત્યાં મેજીસ્ત્રેટ ની કેંપ આગળ પહોંચતાં અમને કહેવામાં આવ્યું કે, એક ગામમાં વાઘની ખબર સાંભળી સાહેબ શીકાર કરવા ગયા છે. અમે ચાર પાંચ વાગ્યા સુધી થોભ્યા પણ સાહેબ આવ્યા નહિ, તેથી પાછા ફર્યા અને ત્યાર બાદ બે ચાર દિવસ પછી બીજા ઠરાવની નોટીશ મળી, એવી રિતે ગરીબોને હાડમાર થવું પડે છે. આ બંને ખાતાં એકઠાં હોવાથી અન્યાયના દાખલા કેવા બને છે, તે હું તમને કહીશ. એક કલેકટરે એક દેશી ગ્રહસ્થને જીલ્લાની અંદર ગુસ્સે થઇને ૫-૭ લાકડીના ફટકા માર્યા. ત્યાં તેણે આસીસ્ટંટ કલેકટરને ત્યાં કલેકટર સામે ફર્યાદ માંડી. આસીસ્ટંટ કલેકટરે જુબાની લીધી, આડા અવળા સવાલો પુછયા, અને પછી છેવટે લખી

નાખ્યું કે, આ ફર્યાદ ખોટી છે. (શરમ, શરમ.) એટલુંજ નહિ પણ પેલાની પર નોટીસ કાઢી કે; ખોટી ફર્યાદ કરી તેનું કારણ બતાવવું. અને ખોટી ફર્યાદ કરવા બાબત તેની પર કામ ચલાવવાને માટે સેંકસન શા માટેન આપવું જોઇએ? ! તેનું કારણ બતાવવું. એને માટે બેરીસ્ટર મનમોહન ઘોસને રોકવામાં આવ્યા હતા અને તેણે સેશન્સ જડજને અરજી કરી. કલેકટરને જ્યારે આ નોટીસની ખબર પડી કે, આવી નોટીશ કાઢવામાં આવી છે ત્યારે તેણે સેશન્સ જડજને લખ્યું કે, મેં તેને માર્યો છે એ ખરૂં છે ને નોટીશ કાઢી તે ખોટી છે. એ પ્રમાણે લખ્યું તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. તે વખતે કલક-તામાં સર ચાર્લ્સ એલ્યર લેફ્ટેનન્ટ ગવર્નર હતો, તેણે ખુલાસો કીધો કે, એ મેજીસ્ટ્રેટ સિક હોવાથી રજા ઉપર હતો અને હાલમાં તે પાછો આવ્યો છે, તેના મનની સ્થિતિ સારી ન હતી, તેનું મગજ નબળું પડી ગયાથી તેણે આવો ચુકાદો આપ્યો હતો. જો તેનું મગજ નબળું પડી ગયું હોય તો તેને લ્યુનેટીક એસાઇલમ (દીવાનાખાના)માં બેસાડવો જોઇએ ઇન્સાફની ખુરશીપર પાછો બેસાડવો જોઇતો ન હતો. આ સંબંધમાં આવો લુલો લંગડો જવાબ આપવામાં આવ્યો હતો. જ્યાંસુધી આ બે ખાતાં જોડાયલાં રહેશે, અને તેમને જુદા પાડવામાં આવશે નહિ ત્યાં સુધી રાજ્ય શાંતિથી ચાલશે નહિ, અને ઇન્સાફ થશે નહિ. આવા અન્યાયના ઘણા કેસો બેરીસ્ટર મનમોહન ઘોષે આપેલા છે. આ વાત ઠેઠ વિલાયતમાં ગઇ. સેક્રેટરી ઓફ સ્ટેટને મેમોરીયલ કર્યું કે, એ બંને ખાતાં જુદા પાડી નાખો. જે માણસના હાથમાં ઇન્સાફ આપવાનો હોય તેની સામે ફર્યાદ થાય તે માણસ નિર્મળ ઇન્સાફ કેમ આપે? એ પ્રમાણે મેમોરીયલ ગયું. લોર્ડ કીમ્બર્લી વિગેરેએ પણ કબુલ કીધું કે, ગેર ઇન્સાફ થાય છે. પણ એ બંને ખાતા જુદાં પાડવામાં ખર્ચ વધારે થાય તે ખર્ચ ક્યાંથી લાવીએ? એવો સવાલ કરવામાં આવ્યો. મી. રમેશચંદ્ર દત્ત. સર ફીરોઝશાહ મહેતા, મી મનમોહન ઘોષ વિગેરેએ બતાવી આપ્યું છે કે, આ ઠરાવ સ્વીકારવામાં અને તે પ્રમાણે બને ખાતાં જુદા પાડવામાં વધારે ખર્ચ નથી. છતાં ધારો કે ખર્ચ વધારે થાય તો તેમાં શું? રૂ. ૧૬૦) કરોડની દર વર્ષની પેદાશ છે, તેમાંથી જાણે એટલી પેદાશ ઓછી થઇ હતી, અથવા નહોતી થઇ. પણ ના, ખર્ચનો સવાલ એટલો બધો નથી. મૂળ વાત એ છે કે, અમલ છોડવો ગમતો નથી. સુરતમાં જે વખતે સખ્ત પ્લેગ ચાલતો હતો, ત્યારે ઘણા સખ્ત ઉપાયો લેવામાં આવ્યા હતા. એવો નિયમ કરવામાં આવ્યો હતો કે, જે ઘરમાં પ્લેગ થાય તેની ખબર પ્લેગ થયા પછી છ કલાકમાં આપવી જોઇએ. જો તેમાં કાંઇપણ ઢીલ થતી તો સખ્ત શિક્ષા કરવામાં આવતી. પહેલાં તો દંડ કરતા હતા, પણ પછી કેદમાં મોકલવા લાગ્યા. આથી શહેરમાં ઘણો હાહાકાર થયો, અને એક ડેપ્યુટેશન ગયું કે, તમે શામાટે જુલમ ગુજારો

છો ? તે ડેપ્યુટેશનને એવો જવાબ મળ્યો કે, હા, સરકારે ધારો કાઢયો છે, અને દંડથી અસર થઇ નહિ, માટે મેં મેજીસ્ટ્રેટને કેદની સજા કરવા ફરમાવ્યું છે આ પ્રમાણે કલેકટરે જવાબ આપ્યો. જ્યાં સુધી કલેકટર અને મેજીસ્ટ્રેટનું ખાતુ સાથે એકઠું રહેશે, ત્યાં સુધી આવો ગેર ઇન્સાફ થયા વિના રહેશે નહિ. આ બે ખાતા જુદાં પડયાં તો સ્વરાજ્યનો મોટો ભાગ મળયો સમજવો. ડૉ. દાદાભાઈ નવરોજી (તાળીઓ) એ આખી જીંદગી સ્વરાજ્ય માટે લડત કરવામાં ગુજારી, અને છેવટે તેઓ ગુજરી ગયા છતાં સ્વરાજ્ય મળયું નથી. અને આ બે ખાતાં પણ વિખુટાં પાડવામાં આવ્યાં નથી. સ્વરાજ્ય વિષે વાત કરતાં એક વખત તેમણે કહ્યું હતું કે, જો સ્વરાજ્ય હોય તો આપણી આ માગણીઓ એની મેળે આપો આપ મલી જશે. (તાળીઓ.)

આ ઠરાવને સુરતના રા૦ કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાએ અનુમોદન આપતાં જણાવ્યું.—

જે ઠરાવ આપની સમક્ષ રજુ કરવામાં આવ્યો છે, તેમાં દર્શાવેલી માગણી આજ ત્રીશ ત્રીશ વર્ષ થયાં કોંગ્રેસ દવારા આપણે કરી રહયા છીએ, સરકારે પણ તેની અગત્યતાનો સ્વીકાર કરેલો છે. છતાં એ ખાતાં જુદા પાડવાનું પગલું બુરોક્રસીએ હજી સુધી ભર્યું નથી, તેનું કારણ સમજી શકાય એવું છે. આ બંને ખાતાં એકઠાં રહેવાથી આપણી સ્થિતિ કેટલી બધી કફોડી થાય છે, તેનો આ સભામાં જે ભાઈઓ ગામડામાંથી આવ્યા તેમને આબેહુબ ખ્યાલ હશે મામલતદાર, અવલ કારકુનો વગેરે કેવી રીતે વર્તે છે, અને તેથી ગામડાના લોકોને કેટલુ સોષવું પડે છે તે તેઓજ જાણી શકે. એ અમલદારોને માટે વેઠવારા કરાવવામાં આવેછે. વેઠે ગાડાં પકડવામાં આવે છે, અને જો ગાડાનો માલીક ગાડું આપવા ના પાડે તો તેનો ન્યાય ચુકવનાર ન્યાયાધીશ પણ તેજ અધિકારી થઇ બેસે. ખેડાના સત્યાગ્રહ વખતે હું ત્યાં હતો. તે વખતે માતરના એક કાછીયાએ એવી રીતે વેઠ કરવાને ગાડું નહિ આપ્યું. તે વખતે સીપાઇ તેનું ગાડું ઝુંટવી ગયો તે સીપાઈ સામે પેલા મામલતદાર પાસે જયારે કાછીયાએ ફર્યાદ માંડી ત્યારે મામલતદારે તેને કેવો ન્યાય આપ્યો હશે; તેની મારી સામે બેઠેલા એ કેસમાં કામ કરનાર વકીલ ભાઇ સાક્ષી પુરશે. જે જુલ્મગાર, ગુનેહગાર હોય તે ન્યાયાસનપર ચઢી બેસે, એ કેટલી બેહુદી વાત ! વળી ન્યાય માગનારને કેટલી હાડમારી ભોગવવી પડે છે તેનો તો તમને અનુભવ થઇ ચુકેલો છે. એક વખત વાદિ પ્રતિવાદીને બોલપાડ બોલાવવામાં આવે તો બીજે દિવસે સાહેબ બહાદુરનો મુકામ બારડોલી જતાં ત્યાં બોલાવાય અને ત્રીજે ઠરાવે વળી ત્યાંથી ૨૦–૨૫ માઇલ દુરની કોઇ ત્રીજી જગ્યાએ વાદી પ્રતિવાદી અને તેમના સઘળા સાક્ષીઓને અથડાવું પડે

આ પ્રમાણે ધક્કા ખાવામાં લોકો હેરાન હેરાન થાય છે, ને ખર્ચનો પાર રહેતો નથી. બંને તરફથી કેટલીક વખત સાહેબના કે તેમને નામે કલાર્ક અને ભળતાં માણસોના ગજવાં ભરાયછે, અને શુદ્ધ ન્યાય જણાતો નથી. જો ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવામાં આવે તો આમાંની ઘણી બદી ઓછી થાય; છતાં વિરૂદ્ધ પક્ષે એવી દલીલ રજુ કરવામાં આવે છે કે ખાતા જુદાં પાડવાથી ખર્ચમાં વધારો થઈ જાય માટે પ્રજા હિતાર્થે ખાતાં એકત્ર રાખવામાં લાભ છે. જો ખર્ચનો સવાલ હોય તો ૧૫ રૂપરડીની આવકવાળા દેશને સીવીલીયનોના કેવા ભારે પગારોનો ખર્ચ ઉઠાવવો પડે છે? હિંદના વાયસરોયને અને હિંદના સિવિલીયનોને દુનીઆના સમૃધિમાનમાં દેશના નોકરો કરતાં પણ વધુ પગાર આપવામાં આવે છે તે વખતે તેનો વિચાર કેમ કરાતો નથી! ખર્ચ વધવા છતાં જો શુધ્ધ ન્યાય મળતો હોય, તો અમે તે બોજો ખમવાને પણ તૈયાર થઇશું. હું આ ઠરાવને ટેકો આપું છું. ( તાળીઓ. )

આટલા વિવેચન પછી પરિષદ્ સમક્ષ રજુ કરતાં આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. અને તે પછી મધ્યાન્હનાં ચાહપાણી લેવા માટે પરિષદ્ થોડો સમય મૂલતવિ રાખવામાં આવી હતી. સભાસદો તાજા થયા પછી પરિષદ્‌ની કાર્યવાહી પાછી ચાલુ કરવામાં આવી હતી.

## ઠરાવ ચૌદમો ડીફેન્સ ઓફ ઇંડીઆનો કાયદો અને મી. હોર્નીમેન.

"મી○ હોર્નીમેનને દેશપાર કરવાના સરકારના કૃત્ય સામે આ પરિષદ સખ્ત નાપસંદગીની નજરે જુએ છે, અને નામદાર હિન્દી વજીરને આગ્રહ કરે છે કે, તેમની સામેનો હુકમ રદ કરવો".

પ્રસ્તુત ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરતાં મુંબાઇવાળા રા. મનસુખલાલ આત્મારામ માસ્તરે કહ્યું:—

જન સમાજનું ન્યાયશાસ્ત્ર એવું છે કે, કોઇપણ આરોપી હોય તો તેના પર શું આરોપ છે તેનું તેને ભાન કરાવ્યા સિવાય અને તે નિર્દોષ છે કે નહિ, તે પુછયા સિવાય તેને સજા કરવી જોઇએ નહિ. પરંતુ સીમલા અને વ્હાઇટ હોલની હવા એવી છે કે. તેને માત્ર એવું કહેવું કે, તું આરોપી છે. શું આરોપ તેને માથે છે, તે કહેવામાં આવતો નથી. તેમજ તે નિર્દોષ છે કે નહિ, એમ સાબીત કરવાને માટે પણ તે તક આપવામાં આવતી નથી. મી. હોર્નીમેનને (તાળીઓ.) દેશપાર કરવામાં આવ્યા છે. (શરમ, શરમ.) તે શા માટે? હિંદના

સંરક્ષણને માટે. મીસીસ બિસંટને નજર કેદ કરવામાં આવ્યાં હતા, લો. મા. તિલકપર અંકુશો મુકવામાં આવ્યા હતા, તે શા માટે.!! આપણને કહેવામાં આવે છે; કે હિન્દના સંરક્ષણને માટે: નહિ, નહિ. હિંદના સંરક્ષણને માટે નહિ પરંતુ કહો કે, અધિકારી શાસનના સંરક્ષણને માટે; એ કહેવાતા હિંદ સંરક્ષણ કાયદા હેઠળ મી. હોર્નીમેન જેવાને શિક્ષા કરવામાં આવી છે. અને જ્યારે આરોપ ન હોય ત્યારે બચાવ પણ શો હોય ? એમને શિક્ષા કરવાના કારણો માત્ર અનુમાનથી આપણે જાણીએ છીએ. એમણે કરેલી દેશસેવા અને "બોમ્બે ક્રોનીકલ"ના અધિપતી તરીકે બતાવેલી હીંમત આપણે સારી રીતે જાણીએ છીએ, અને તેથી તે બ્યુરોક્રસીને ખુંચતા હતા મી૦ હોર્નીમેન જેવા ઉમદા હૃદયના અંગરેજ બંધુઓ આંગળીને વેઢે ગણી શકીએ તેટલા છે યુરોપમાં જે વખતે દારૂણ યુદ્ધ ચાલતું હતું ત્યારે આત્મશાસનના સિદ્ધાંતનું આપણને પ્રથમ ભાન કરાવ્યું હોય તો તે મી. હોર્નીમેનજ ( તાળીઓ) મી. માવજી ગોવિંદજીના કહેવા પ્રમાણે હિંદી સરકારના ચાર કાન છે. જેમાંના બે કાન હિંદી સરકારના ( સીમલામાંના ) બંધ છે એ બે કાન બંધ હોવા છતા મી. હોર્નીમેને આપણા દેશમાં એવું તો ચેતન ઉતપન કર્યું છે કે, તેનો અવાજ તે સીમલાનિ સરકારને કાને પહોંચ્યો, અને તે ગંભીર અરોપને માટે મી. હોરનીમેનને દેશપાર કરવામાં આવ્યા છે. હવે લડાઇ પણ પુરી થઇ છે, અશાંતિ મટીને શાંતિ થઇ છે, અને હિંદ સંરક્ષણ કાયદો નાબુદ થવાનો વખત પણ આવી પહોંચ્યો છે, ત્યારે જે મી. હોર્નીમેને હિંદને માટે સખ્તાઇ લડાઇ ચલાવી ( તાળીઓ ) તેમને વધારે વખત શામાટે દેશપાર રાખવામાં આવવા જોઇએ ?! જે વખતે મી. હોર્નિમેનને દેશપાર કરવામાં આવ્યા તે વખતે દેશનિ રાજકીય સ્થિતી ઘણી ગંભીર હતી તેથી તેમને દેશપાર કરવાના કૃતય સામે દેશની અંદર બીલકુલ ચલવલ કરવામાં આવી ન હતી. છતાં હિંદમાં એક પણ ભાગ એવો નથી કે, મી. હોર્નીમેનને દેશપાર કરવામાં આવ્યા તેથી જેનું હૃદય ખિન્ન થયું નહિ હોય. જો આવતી કોંગરેસ સુધીમાં મી. હોર્નીમેનને પાછા આણવામાં નહિ આવે તો મને લાગે છે કે, કોંગરેસ પછી દેશમાં એવી જબ્બર ચલવલ ચાલશે કે, મી૦ હોર્નીમેનને પાછા આણવા પડશે, મીસીસ બેસંટને ઇંટર્નમેંટમાંથી મુકત કરાવવાને માટે જેવી ચળવળ ચાલી હતી, એવીજ ચળવળ કોંગરેસ પછી ચલાવવામાં આવશે. ( તાળીઓ )

ઉપરોકત ઠરાવને અનુમોદન આપતાં પરિષદના એક માનદ મંત્રી રા૦ કરસુખરામ હોરાએ કહ્યું:—

આ દરખાસ્તને ટેકો આપતાં લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. મી. હોરનીમેન અને "બોમ્બે ક્રાનીકલ" વિષે આ મંડપમાં બેઠેલાં સ્ત્રી પુરૂષોમાંથી

કોઈ પણ અજ્ઞાન નહિ હોય એમ હું માની લઉં છું. મુંબાઇના હાલના ગવર્નર સર જ્યોર્જની રાજનીતિ બહુ ઉદાર છે. સર માઇકલ ઓડવાયરની રાજનીતિ ઉશ્કેરનારી છે ત્યારે સર જ્યોર્જની રાજનીતિ સમાધાની કરે એવી છે. મી૦ હોર્નીમેનને દેશપાર કરી રાખવાથી એ ઉદાર રાજનીતિને કલંક લાગી રહ્યું છે. તે હંમેશાં ચળવળ કરી રહેનાર, હોમરૂલની આપણા દેશમાં ચળવળ ચલાવનાર, "બોમ્બે ક્રોનીકલ" ને ચલાવનાર વિદેશી નર સ્વતંત્રતાનો પુજક હતો, અને ન્યાય અને સત્યની લડાઈ ખાતર તે મહાન્ નરને પોતાની ગંભીર માંદગીના વખતમાં ઓચીંતો દેશપાર કરવામાં આવ્યો તેથી આપણને આઘાત થાય છે. એ આઘાત ઉદાર રાજનીતિને કલંકરૂપ છે, તે દુર કરવાને આ ઠરાવથી આપણે હિંદી પ્રધાનને વિનંતી કરીએ છીએ. જો આપણો એ ઠરાવ સ્વીકારવામાં આવશે તો આપણું સરકારને અભિનંદન આપીશું. મી૦ હોર્નીમેનને દેશપાર રાખી મુકવાથી અમારાં મન ઉદ્વિગ્ન રહે છે. અને અમારાં હૃદયમાં અશાંતિ વધે છે. એ અશાંતિ આપણા દેશમાં ન વધે તે માટે આ ઠરાવથી આપણે વિનંતિ કરીએ છીએ કે, આ મહાન નરને તેમની સામેનો હુકમ રદ કરીને પાછા બોલાવવાની પરવાનગી આપવી. (તાળીઓ.) તે પછી આ ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો. અને તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ પંદરમો.

## દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ.

"(૧) દક્ષિણ આફ્રિકાની યુનીઅન પાર્લામેન્ટે એશિઆટીક લેન્ડ એન્ડ ટ્રેડીંગ એમેન્ડમેન્ટ એકટ થોડા માસ અગાઉ પસાર કર્યો છે તેથી ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓના સ્થાવર મીલકત ધારણ કરવાના અને વેપાર કરવાના હકને ગંભીર હાની પહોંચે છે, એટલુંજ નહિ પણ જનરલ સમટસ અને મહાત્મા ગાંધી વચ્ચે થયેલી સમાધાનની શરતોનો તેમાં ભંગ થાય છે, તેથી તેને નામંજુર કરવા આ પરિષદ નામદાર શહેનશાહને વિનંતિ કરે છે."

"( ૨ ) દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના પદવી અને હક વિષે પૂરેપૂરી તપાસ કરી ભલામણ કરવાને એક કમીશન નિમવાનું છે એમ જાહેર થયું હતું અને તે પછી હિંદીઓના વેપાર કરવાના હક વિષેજ તપાસ કરવાનો તેને અધિકાર રહેશે એમ જણાવી ત્હેનો કાર્યપ્રદેશ સંકુચિત

કરવામાં આવ્યો હતો, તેના સભાસદ તરીકે હિંદી સરકારનો કે બીજો કોઇ હિંદી પ્રતિનીધી નીમાશે નહિ, અને વળી એ કમીશનની નીમણુંક કંઇપણ મુદતની મર્યાદા જણાવ્યા સિવાય રાખવામાં આવી છે, એ જાણીને આ પરિષદને અતિશય અજાયબી અને નિરાશા ઉત્પન્ન થાય છે.”

આ ઠરાવ સુરતવાળા રા. કુંવરજી વિઠલભાઈ મહેતાએ રજુ કરતાં તેમણે કહ્યું:—

આ ઠરાવના સંબંધમાં મહાત્મા ગાંધીજી જેવા આ પ્રશ્નના ખાસ અભ્યાસી ઘણું કહી શકે, પરંતુ કમનસીબે આજે આપણે તેવા કોઇ અભ્યાસીને મેળવી શકયા નથી. જયાં સુધી મહાત્માજીની હાજરી દક્ષિણ આફ્રિકામાં રહી ત્યાં સુધી સ્થિતિ સંતોષકારક રહી. સરકાર મહાત્માજીનું સત્યાગ્રહનું બળ પીછાની શકતી હતી એટલે કંઇ પણ જુલમી કે અન્યાયી પગલું ભરતાં તેને વિચાર કરવો પડતો. હવે મહાત્માજીની ત્યાંની ગેરહાજરીનો લાભ લઇને હિંદી હકકો ઉપર કાપ મુકવાની શરૂઆત થઇ ચુકી છે. ત્યાંના હિન્દીઓ આજે કોઇપણ વ્યક્તિત્વ ધરાવનાર આગેવાન રહિત છે એ વધુ નિરાશાજનક સ્થિતિ છે.

દક્ષિણ આફ્રિકામાં આપણા ભાઇઓનો ગુન્હો ? “ઇન્ડીઅન્ ઓપિનિયન” ના અંકમાંથી ત્યાંની સરકારના અંગભૂત જનરલ સ્મટસનું કથન ટાંકીશ.

“હિન્દીઓએ આપણા દેશનો વેપાર એક હાથ કર્યો છે અને તેથી આપણા વેપારીઓની પાયમાલી થતી જાય છે. એનું ઓસડ કરવાને હું તૈયાર થયો છું” પરિણામે હિંદીઓ માટે રજીસ્ટ્રેશન એકટ ઘડાયો. આમ જાપતાની નીતિની શરૂઆત થઈ તે વખતે તો મહાત્માજી પણ ત્યાં હાજર હતા. પરંતુ આપણી મુસ્કેલીનું મૂળ ઉપરના કથનમાં જણાય છે. આપણા લોકો જાત મહેનત અને કરકસરથી વેપાર કરે અને તેથી ગોરા વેપારીયો હરીફાઇમાં ટકી શકે નહિ, એ આપણો મોટામાં મોટો ગુન્હો !

આ ગુન્હાથી આપણા તરફ તિરસ્કારની નજરથી જોવાય છે. બારડોલી તાલુકાના એક ગામનો ૧૭ વર્ષનો એક નિર્દોષ છોકરો ટ્રામમાં બેસતાં આ તિરસ્કારનો ભોગ થઇ પડયો. તેને ટ્રામના પાટીયા પરથી ફેંકી દઇ એક ગોરાએ મારી નાખ્યો હતો. (શરમ, શરમ) જો કોઈ હિન્દીએ આવો ગુન્હો કર્યો હોત તો તેને ફાંસી દેવાત પરંતુ પેલા ગોરાને તો નામનો દંડ કરી છોડી દેવામાં

આવ્યો (શરમ, શરમ!) આ ત્યાંનો ન્યાય છે. આવી રીતે આપણને પજવી પજવીને ત્યાંથી કાઢી મુકવાને ઘણા ગોરાઓ તત્પર થાય છે. (શરમ, શરમ.)

પ્રસ્તુત ઠરાવને અનુમોદન આપતાં સુરતવાળા રા૦ ગુલાબભાઇ કીકાભાઇએ જણાવ્યું:—

દક્ષિણ આફ્રિકામાં દૂર પરદેશ જઇ વસેલા આપણા ભાઇઓનાં દુઃખો જાહેર કરવાને હું તમારી સમક્ષ ઉભો થયોછું. મને એનો જાતિ અનુભવ છે, અને તે દુઃખો એ કે પાંચ મિનિટમાં જાહેર કરવાં એ દુર્ઘટ વાત છે. મેં ઘણા અંગ્રેજોને બોલતા સાંભળ્યા છે કે, ગોરી ચામડીઓને માટેજ સ્વતંત્રતા છે, કાળી ચામડીવાળાઓ તો ગુલામગીરી માટેજ સરજાયલા છે. (શરમ, શરમ.) કાળી ચામડીવાળાઓને કોર્ટમાં, થીએટરોમાં, ટ્રામોમાં, ટ્રેનોમાં, ગોરી ચામડીવાળાઓ અલગ રાખવા માંગે છે. કારણ શું? કારણ એજ કે, પરમાત્માએ તેમની ચામડી કાળી બનાવી છે, જયારે ગોરી ચામડીવાળાઓને ગોરા બનાવી પરમાત્માએ તેમને ઉંચું પદ આપ્યું છે. આપણા લોકોને માટે ઇમીગ્રેશન કાયદો પણ બહુ ગંભીર છે. મારા એક મિત્ર જયારે દક્ષિણ આફ્રિકામાં આવ્યા, ત્યારે તેની ઓરતનો ફોટો લીધો, ચિન્હ લીધું, તારો ધણી આ છે કે તે એ વગેરે પૂછયું. ઓજલ પડદામાં રહેનાર ઓરતને આવા સવાલો પૂછવામાં આવે છે. (શરમ, શરમ.) ઓરતનું માપ લેવામાં આવે, ચિન્હ લેવામાં આવે, હાથ ખોલો, પગ ખોલો, વગેરે કહેવામાં આવે છે. આવા સવાલો પૂછનારાઓને આર્ય પ્રજામાં ઇજ્જત નો જે ખ્યાલ હોય છે, તેનો બીલકુલ વિચાર આવતો નથી. આવો કાયદો જંગલી દશામાં જેઓ રહેતા હોય તેમને વધારે માફક આવે એવો છે. ઇંગ્રેજ રાજય કર્તાના રાજ્યમાં એ શો જુલ્મ! તેવીજ રીતે "ગોલ્ડન" કાયદો છે. એ કાયદા પ્રમાણે જ્યાંથી સોનું નીકળતું હોય ત્યાં ગમે તે હિંદી પણ દુકાન માંડી શકશે નહિ. ત્યાં એ બદામનો જયુ (યાહુદી) દુકાન માંડી શકે, પરંતુ ગમે તેવો ઇજ્જતદાર હિંદી દુકાન માંડી શકે નહિ. (શરમ, શરમ) આપણા હિંદીઓપર ડર્ટીપણાનો (મેલાઘેલા પણાનો) આરોપ મુકવામાં આવ્યો છે. પરંતુ મેં અંગ્રેજોને ચેલેંજ કરી કહેલું કે કોઇ પણ અંગ્રેજ મારા જેટલી ચોકખાઇથી મારી માફક રહી શકતો નથી. મારામારી ફકત Business jealously ધંધાદારી ઇર્ષ્યાને અંગે છે. એક ગોરા દુકાનદારને પીણાં જોઇએ, આયા જોઇએ, બુકકીપર ઇત્યાદિ જોઇએ, જયારે આપણા દેશી દુકાનદારને એવી કશી જરૂર પડે નહિ. તેથી એક ટોપી તે પાંચ રૂપીએ વેચે અને તેમાં ચાર આનાનું પોષણ તેને થાય તેજ ટોપી આપણે ત્રણ રૂપીએ વેચી તેમાં બાર આનાની કમાણી કરી શકીએ. પરંતુ આ વીસમી સદી છે, અને પરમેશ્વરે તેમને સફેદ ચામડી આપી એવી આજ્ઞા કરેલી છે કે, કાળી ચામડીવાળાઓએ ધોળી ચામડીને ફાવવા દેવી, તો આપણાથી કેમ ના પડાય ?! (તાળીઓ.)

તે પછી ઠરાવપર મત લેતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ સોળમો. ફીજીના ગીરમીટીઆઓ.

"ફીજીમાં વસતા જે ગીરમીટીઆઓની સ્થિતિ સુધારવાને મી. એન્ડ્રુસે સુચવેલા ઉપાયો લેવામાં આવે નહિ, તો તેમને સને ૧૯૨૦ના જાન્યુઆરી માસની ૧ લી તારીખથી છુટા કરવાનું હિન્દી સરકારે જાહેર કર્યું છે, તે વિષે આ પરિષદ્ સંતોષ જાહેર કરે છે, અને જરૂર પડે તો મજુર દીઠ કંઇક વળતર આપીને પણ તમામ ગીરમીટીઆ મજુરોને તે તારીખ સુધીમાં છુટા કરવાની વ્યવસ્થા કરવા આ પરિષદ્ હિન્દી સરકારને આગ્રહ કરે છે."

આ ઠરાવ નડિયાદના રા. ફુલચંદ બાપુજી શાહે રજુ કરતાં જણાવ્યું:–

આપ જાણો છો કે, આખી દુનીયામાં ગૌરવ વધારનાર બ્રિટિશ સરકારે ગુલામગીરીનો કાયદો રદ કર્યો છે, તેજ આપણા દેશમાંથી ગરીબોને લઇ ગયા છે, અને તેમને ગુલામોની સ્થિતિમાંજ રાખે છે. એ ગરીબોની સ્થિતિની ચોક્કસ તપાસ સાધુ પુરૂષ મી. એંડ્રુસે (તાળીઓ.) કરી છે, અને આપણને કમકમટી આવે એવી હકીકત બહાર પાડી છે. હિન્દી સ્ત્રી પુરૂષોને ત્યાં કેવી દશામાં રાખવામાં આવે છે, તેમની પર કેવા અત્યાચારો થાય છે, તે સઘળી હકીકત બહાર પાડવામાં આવી છે, અને તે ધિક્કારને પાત્ર છે. માતાઓ કે પુત્રીઓને ત્રણ ત્રણ પુરૂષોની સેવા કરવી પડે છે (શરમ, શરમ.) તેમને આવી ખરાબ સ્થિતિમાં રહેવું પડે છે, અને તેમનામાં મરણ પ્રમાણ વધારે જોવામાં આવે છે. જે આર્ય સ્ત્રીઓએ પોતાના શીયળના રક્ષણની ખાતર પોતાના પ્રાણો આપ્યા છે, તેમના વંશની સ્ત્રીઓને આવી જગ્યામાં એક મિનિટ પણ રાખવી એ બ્રિટિશ રાજ્યને લાંછન જેવું છે. મી. એંડરૂઝ એ એક ખરેખરા ખ્રિસ્તિ છે, અને તેમણે ફર્યાદનો સખ્ત અવાજ ઉઠાવ્યો છે, તેથી હિન્દી સરકારે મોડા મોડા પણ ઉપર જણાવ્યા પ્રમાણે ઠરાવ કર્યો છે. એમને જાન્યુઆરી માસ સુધીમાં મુક્ત કરવામાં આવશે, અને જેમના કરારો હજી ચાલતા હશે, તેમના કરારો રદ કરી તેમને મુક્તિ આપવામાં આવશે. એ પ્રમાણે આપણાં સેંકડો ભાઇ બ્હેનો છુટશે. પણ તે મજુરો ગરીબ છે, સાધન હીન છે, તેમને મુક્ત કરવામાં આવશે તે વખતે તેમની શી દશા થશે? તેઓ સાધનો વિના આપણા દેશમાં પાછા આવશે શી રીતે? સરકારે તેમને બદલો આપીને પણ છુટા કરાવવા જોઇએ. પરદેશમાં પેટને માટે જનારાઓની આ દશા થાય છે, તેમને જતા અટકાવવાની અને તેમને આ દેશમાંજ મદદ આપવાની આપણે ચળવળ કરવાની જરૂર છે. (તાળીઓ.)

ઉપલા ઠરાવને અનુમોદન આપતાં મી. મીયાં સાહેબ અલીભાઈ હુમદાની એ જણાવ્યું:—

ફીજીનો સવાલ એટલો બધો મશહુર છે કે, તેની પર લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. ફીજીની અંદર આપણા દેશમાંથી મજુરોને મજુરી કરવાનું સમજાવીને લઇ જાય છે, પણ ત્યાં ગયા પછી તેને શું શું વેઠામણાં કરવાં પડે છે તેનો તેને બીલકુલ ખ્યાલ આવતો નથી. હવે એ ગીરમીટીયાઓને ગીરમીટથી બાંધીને લઈ જવાનો રીવાજ બંધ કરવામાં આવ્યો છે. એ સરકારે બંધ કર્યો છે, અને આ ઠરાવમાં જણાવ્યા પ્રમાણે સઘળા ગીરમીટીયાઓને છોડી દેવા જોઇએ. (તાળીઓ.)

આ ઠરાવ પર પરિષદ્‌નો મત લેતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર થયો હતો.

## ઠરાવ સત્તરમો. પુર્વ આફ્રિકા વિષે માગણી.

“પૂર્વ આફ્રિકા (જેમાં જીતાયલા જર્મન મુલકનો સમાવેશ થાય છે) તેની હકુમત હિન્દી સરકારને સોંપવામાં આવે, અને ત્યાંની હિન્દી પ્રજા (જેનો મોટો ભાગ ગુજરાતી છે તેની) પાસે જે જર્મન ચલણી નોટો હોય તેની કીંમત તેમને મળે તેવો બંદોબસ્ત કરવા તથા ત્યાંના વસવાટ બાબત દાખલ થવા માંડેલી હાડમારીઓ દૂર કરવા યોગ્ય ઇલાજ લેવા ના. સરકારને આ પરિષદ્ આગ્રહ પૂર્વક ભલામણ કરે છે”.

ઉપલો ઠરાવ રા. બિહારીલાલ નારાયણ અંતાણી એ પરિષદ્ સમક્ષ રજુ કરતાં નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢયા હતા:—

આ ઠરાવ સમગ્ર ભારતવર્ષની પાસે નવો છે, અને મારા જેવી નાચીજ વ્યક્તિને એવો ઠરાવ આપની સમક્ષ રજુ કરવાને સોંપવામાં આવે, તેને હું આપની મોટામાં મોટી ઉદારતા માનીશ. (ઠરાવ વાંચ્યા પછી ભાષણ કર્તાએ આગળ ચલાવ્યું) હિન્દીઓ આજકાલથી પરદેશમાં વસે છે એમ નથી. વાસ્કોડી ગામાએ હિન્દનો મુલ્ક જોયો હતો ત્યારથી સીએરાલીઓનમાં ગુજરાતીઓ વસતા હતા, અને પૂર્વ આફ્રિકામાં અમે ગુજરાતીઓ ઘણા વખતથી વસીએ છીએ. મુખ્યત્વે કરીને ગુજરાતીઓનો ત્યાં વસવાટ છે, છતાં અમારી સ્થિતિનું, અમારાં દુઃખોનું થોડાજ ગુજરાતીઓને જ્ઞાન છે એનું કારણ એ છે કે, દક્ષિણ આફ્રિકાને ગાંધીજી મળેલા હતા, જ્યારે પૂર્વ આફ્રિકાના કમભાગ્યે તેને ગાંધીજી જેવો કોઇ

ભળેલ ન હતો. ગાંધીજી અમારા અમૃતનાં ઝરા હતા. (તાળીઓ.) જો આ ઠરાવપર બોલવાને માટે મને પાંચ મિનિટ વધુ આપશો તો પાંચ વર્ષની લડત ઓછી થશે. પૂર્વ આફ્રિકાનો વિસ્તાર બ્રિટિશ હિન્દના વિશ્તાર જેટલો છે, અને તમારા ગુજરાતીઓ ત્યાં અનેક પ્રકારની મજુરીઓ કરે છે. આફ્રિકામાં મ. ગાંધીજીનો શ્રી. ગોખલે સાથે વિશ્વાસઘાત કરીને હિન્દીઓપર જુલમ કરવાના પ્રયાસો થાય છે. આફ્રિકામાં કોંગો સુધી Heltos within the empare ના જેવી હિન્દીઓની સ્થિતિ છે. ગુજરાતીઓની આવી સ્થિતિથી અમે હતાશ થયા છીએ. અને હવે પૂર્વ આફ્રિકામાંથી પણ લાત મારવાના પ્રયત્નો થાય છે. (શરમ, શરમ.) દુનિયાનો કોઇપણ ખુણો અમને બતાવશે કે જ્યાં જઇને અમે શાંતિથી રહી શકીએ ? યુગાન્ડાની રેલ્વે નાખવાની હતી, તે જંગલોમાં થઇને નાખવાની હતી, જ્યાં વાઘ વરૂનો ડર હતો, તે રેલ્વે નાખવાની કોઇપણ ગોરાએ હીંમત કરી નહિ. આવી છ લાખ ચોરસ માઈલ રેલ્વે નાખનાર ગુજરાતીઓજ હતા. તેજ ગુજરાતીઓને તેજ દેશમાંથી આજે લાત મારી કાઢવાનો વિચાર ચાલે છે. (શરમ, શરમ.) હું તમને લાગણીથી દોરવવા માગતો નથી. પરન્તુ સત્ય હકીકત જણાવીશ. નામદાર આગાખાને India in transition એ નામે પુસ્તક લખ્યું છે, તેમાં આપવામાં આવેલી હકીકત ઘણી સરસ છે. તે પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે યુનાઇટેડ કીંગડમમાં છ કરોડ ગોરાઓની વસ્તી છે, છતાં તેમને આટલા બધા મુલકો સ્વતંત્ર સંસ્થાનો (કોલોનીઝેશન) ને માટે આપેલા છે. જે વખતે સ્ટીમરો ચાલતી ન હતી, સ્ટીમરોનું નામ નિશાન પણ ન હતું, ત્યારે સુરતનાં સફરી વહાણો દ્વારા વ્યાપાર ચલાવવામાં આવતો હતો. તે વહાણો લઇ જનારા ગુજરાતીઓ હતા, અને તે ગુજરાતીઓ કાળી ચામડીવાળા આરબ તથા મુસલમાનો સાથે બેસી ભોજન કરતા હતા. તે ગુજરાતીઓ ઉપર આજકાલના ગોરી ચામડીવાળાઓ આરોપ મુકે છે કે, તમે ગંદા છો, તમે ખરાબ છો. આવા આરોપો મુકી તેમને ત્યાંથી કાઢવાના પ્રયત્નો કરવામા આવે છે. પણ તે કારણો સત્ય નથી. ખરૂં કારણ એ છે કે, તેઓ આપણી સાથે વ્યાપારમાં ટકી શકતા નથી. તેમને કોઇપણ ધંધો આવડતો નથી. હું પુછુ છું કે. વ્હીસ્કીની સોલએજંસી સિવાય તેમને કયો ધંધો આવડયો છે ? (હસાહસ) ગોરા લોકોની શીપીંગ કંપનીઓ મોટા મોટા નફા કરે છે. આપણા દેશી બંધુઓની શીપીંગ કંપનીઓ પણ નફા કરે છે. તે ગોરા લોકોની નવી શીપીંગ કંપનીઓ વાળાઓને કેમ ગમે ? આપણા પ્રમુખ સાહેબ ગુજરાતના દાદા કહેવાય છે. તેઓ પોતાના પૌત્રોનાં પરાક્રમો સાંભળીને ખુશ થશે. પૂર્વ આફ્રિકા જીતવામાં પણ આપણા હિન્દી લશ્કરે જે પરાક્રમો કર્યા છે, તેવાં પરાક્રમો ત્યાંના બીજા કોઇપણ લશ્કરે કર્યા નથી. હાથીનાં ટોળાંની ધાસ્તીની અંદર તેઓ હીમતથી આગળ વધ્યા હતા હિન્દી લશ્કરો પણ શત્રુના આડાની પર

રહીને શેટલી ખાનારાઓના કરતાં વધારે સરસ કામ કરી બતાવ્યું હતું. અને તેમણે દુશ્મનોને મહાત કર્યા હતા. પૂર્વ આફ્રિકામાં જે હિન્દીઓએ આવાં પરાક્રમો કર્યાં હતાં તેમાં તેમને માટે શી યોજના ઘડવામાં આવે છે? લેન્ડ સેટલમેન્ટ સ્કીમ તૈયાર કરવામાં આવે છે, તેનો ઉદ્દેશ એ છે કે, હિન્દીઓને ત્યાંથી કાઢી મુકવા. પૂર્વ આફ્રિકાના ગુજરાતીઓએ ૮૦,૦૦૦ ગુજરાતીઓ માટે એક સંદેશો લઇને મને મોકલ્યો છે કે, આ રાજકીય પરિષદમાં મારે તેમની તરફથી એવી વિનતિ કરવી કે એક ગાંધી અથવા સર્વન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીના સ્થાપક મહુંમ ગોખલે, જે મહાત્માનું નામ આજે આપણને દરેકને રોવરાવે છે, તેવા કોઇ મહાત્માને અમારી મદદે મોકલો. તે મહાત્મા ગોખલે પોતાના પોલીટીકલ ટેસ્ટામેન્ટમાં કહી ગયા છે કે, આ મુલકમાં હિન્દીઓએ આગળ વસવાટ કરવો હોય તો જ્યારે હિન્દમાં વસતા હિન્દીઓ આવીને તેમની લડતને પોષશે ત્યારેજ તેમ બની શકશે. કોલોનીઝેશનના સંબંધમાં મી. ચર્ચીલે કહ્યું છે કે, જે જગોએ એક પણ ગોરો જઈ શકે નહિ, એવી કોઇપણ જગ્યા આ દુનિયામાં હોવી જોઇએ નહિ, અને એક ગોરો જ્યાં જાય છે. ત્યાં પોતાની જાતને ટકાવી રાખે છે અને બીજા ગોરાઓને પણ જગ્યા કરી આપે છે.

હવે જર્મન કરંસીનો સવાલ હાથ ધરીશું. જર્મન પૂર્વ આફ્રિકામાં રહેનારાઓએ પાંચ વર્ષ બ્લોકડ (રૂંધન)મા ભોગવ્યાં અમે તેને માટે નિરાશ થયા નથી. આપણને કહેવામાં આવે છે કે, સુલેહની ઉજવણીઓ કરો, પણ અમે પુછીએ છીએ કે, સુલેહ શી રીતે ઉજવવી? હિન્દનું સોનું ઓટાવામાં નાખવામાં આવે, અને હિન્દને સુલેહ ઉજવવા કહેવામાં આવે છે. ઘણા ગુજરાતીઓ પાસે જર્મન કરંસી નોટો છે, તે બાબત કોલોનીયલ ઓફીસને લખી લખીને અમે થાકી ગયા, પરન્તુ તે વિષે કાંઇપણ સંતોષ આપવામાં આવ્યો નથી. તેથી આ ઠરાવ તમારી સમક્ષ રજુ કરતાં મને અતિશય આનંદ થાય છે. સેલ્ફડીટર્મીનેશન આત્મ નિર્ણય-ભોગવનારા વતનીઓને તો સંતોષ છે. પરન્તુ આપણને પણ સંતોષ મળવો જોઇએ, નહિતો દુનિયા મનમાં જે જાણે છે તે ટુંક વખતમાં મોંઢેથી બોલશે. (તાળીઓ.)

ઉપરોકત ઠરાવને મીયાસાહેબ હકીમ વલીમહમદે અનુમોદન આપતાં જણાવ્યું:—

આ ઠરાવને ટેકો આપતાં હું બહુ ખુશ થયોછું. સુરતી લોકોએ મુસાફરીમાં પહેલાં પગલાં લીધાં છે. મુસલમાનોમાં સુન્ની તથા શીઆ બે વિભાગો છે, તેમણે પણ મુસાફરીમાં અને પરદેશ સાથે વેપાર કરવામાં પહેલાં પગલાં

લીધાં છે. બોઅરોએ પણ એવાં પગલાં લીધેલાં છે. સુરત અસલના જમાનામાં બહુ મોટું બંદર હતું. મુંબાઇ જેવું. મોટું બંદર હતું. પરંતુ આજકાલ તેની હાલત ખરાબ થઇ ગઈ છે. અમારા મુસલમાનો કે હિન્દુઓ જેઓ શેઠીઆ ગણાતા આવ્યા છે તેઓની સારી સંખ્યા દાક્ષણ આફ્રિકા તેમજ પૂર્વ આફ્રિકામાં છે. અમારી માતા જેમને પોતાની અંગુલીએ વળગાડીને લાવી છે તેમનું પુરૂં કરવા માટે દક્ષિણ આફ્રિકા જેવા સંસ્થાનો કાઢી આપવામાં આવ્યાં છે. આપણને આવી ફ્તેહ મળી, અને તેમાં હિન્દી લશ્કરે આગેવાની ભર્યો ભાગ લીધો છે, ત્યારે આપણને જર્મનપૂર્વ આફ્રિકા જેવાં સંસ્થાનો નહિ આપી દેવામાં આવે! જો આ ઠરાવ પસાર નહિ થાય અને તે પ્રમાણે અમલ કરવામાં નહિ આવે તો આપણને કમાવાની કોઇ પણ જગ્યા દુનિયામાં રહેશે નહિ. (તાળીઓ)

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં સ્વાગત સભાના પ્રમુખ રા. બા. ખંડુભાઇ દેસાઇએ કહ્યું:—

આ ઠરાવપર બોલનાર મારી આગળ જે બેજણ આવી ગયા છે, તેમણે પૂર્વ આફ્રિકાની શું સ્થિતિ છે! એ હકીકત વિગતવાર જણાવી છે. તે બદલ હું કાંઇ વિશેષ કહેવા માગતો નથી. મારે એટલુંજ કહેવાનું છે કે, આ ઠરાવમાં બહુ મોટો રાજકીય પ્રશ્ન છે. જર્મનકસરે દુનિયાનું યુદ્ધ શરૂ કર્યું ત્યારે તેના મનમાં એવી અભિલાષા હતી કે, હું દુનીયાનો સર્વોપરી રાજા થાઉં અને જર્મનીને સર્વોપરી રાજ્ય બનાવું. પરન્તુ Man proposes and god disposes મનુષ્ય ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ. તેના ધારવા કરતાં ઉલટું થયું. તે દુનિયાને પોતાના પગ નીચે કચડી નાખવા માગતો હતો, તેને બદલે તે કચડાઇ ગયો છે. હવે બધી પ્રજાઓ કરતાં એંગ્લો–સેકસન પ્રજા વધારે બલવાન્ થઇ છે, અને તે જે કરવા ધારે તે કરી શકવાની સ્થિતિમાં છે. એ એક અંશે સારૂં છે. અમેરિકા અને ઇંગ્લાંડ એ બે પ્રજાઓ દયાળુ છે. અમેરિકાએ તો પોતાની દયા ક્યારનીયે બતાવી દીધી છે. ફીલ્લીપ્પાઇન ટાપુઓને ૧૫ વર્ષમાં તેણે મુક્ત કરી દીધા છે. અંગ્રેજ પ્રજાએ હજી સુધી એવું કાંઇ કર્યું નથી. પરંતુ ૭૫ વર્ષો ઉપર ગુલામોને છોડાવવા માટે ૩૨ મીલીયન પાઉંડ ખર્ચ્યા હતા. એ પ્રજા દયાળુ છે. તેમને ઇશ્વરે સર્વોપરી કર્યા તો હું એટલુંજ ઇચ્છુંછું કે, તે દયા અને સત્તાનો ઉપયોગ સર્વને સારૂ બરોબર કરો અને કાળાગોરાનો ફેર રાખશો નહિ. આ જર્મન પૂર્વ આફ્રિકા તેમના તાબામાં હતો ત્યારે જે લોકો બહાર નીકળી પૈસા કમાવા ગયા, તે લોકોને ત્યાં રહેવા દેવા જોઇએ. અમારી માગણી એ છે કે, જર્મનપૂર્વ આફ્રિકા અમારે માટે રીઝર્વ કરો અને પછી બાકીનામાં ગમે તે રહે એમાં અમને તકરાર નથી. હિન્દના લોકોને અત્યારે

એવી સ્થિતિમાં આણ્યા છે કે તેમને હવે કહેવું કે તમે જાઓ એ હડહડતો અન્યાય છે. ( તાળીઓ. )

ત્યાર પછી મત લેતાં ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ અઢારમો. ગુજરાતમાં નહેરો.

"(૧) ગુજરાતમાં સાધારણ વર્ષમાં ખેતીને ઉત્તેજન આપવા માટે અને દુકાળના વર્ષમાં પ્રજાને ઓછું સંકટ પડે તે માટે નહેરો બંધાવવાનું કામ વધારે ઝડપથી આગળ વધારવા, કુવા ખોદવાને ખેડુતોને ઉત્તેજન આપવા, અનુકુળ જણાય ત્યાં નદીઓ અને ઝરાઓનું પાણી વધારે ઉપયોગમાં આવે તે માટે બંધ બાંધવા, ગામડાનાં તળાવોની દુરસ્તી કરવા અને એકંદરે સન ૧૯૦૧–૩ ના ઈરીગેશન કમીશનની સૂચનાઓનો અમલ કરવા આ પરિષદ્ સરકારને આગ્રહ પૂર્વક વિનતિ કરે છે."

"(૨) જે તળાવ, કુવા કે નદીના પાણીને માટે જુદી હીમાયત આકારવામાં આવેલી હોય તેનું પાણી ખેતીમાં બીલકુલ મળતું ન હોય ત્યાં તે હિમાયતનો આકાર સરકારે મૂકી દેવો જોઇએ. અને આ અન્યાય દુર થઇ શકે તે માટે નવી સર્વે વખતે તમામ જમીનપર કાઢવામાં આવતી હિમાયતનો આંકડો જમીન મ્હેસુલથી જુદો પાડવો જોઈએ".

(૩) "માતર તાલુકાની પાયમાલ થતાં કલમ બંધી ગામોના ખારી નદીનું પાણી લેવાના એમના જળના હક્કને નુકસાન ન થાય, તેમ ખારી કટમાં પાણી લેવાથી થએલા અન્યાય તરફ આ પરિષદ્ સરકારનું ધ્યાન ખેંચે છે, અને પાયમાલ થતી પ્રજાને તેનો ખારીના પાણીનો હક્ક પાછો આપવા આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે."

આ ઠરાવ પરિષદ્ સમક્ષ રજુ કરતાં હિન્દ સેવક સમાજના રા૦ અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરે જણાવ્યું.—

જે ઠરાવ મને સોંપવામાં આવ્યો છે, તે નીચે પ્રમાણે છે. (ઠરાવ વાંચે છે.) આ ઠરાવ ખેડુતોના હક્કના સંબંધનો છે, તેથી જો કોઈ ખેડુતને સોંપ્યો હોતતો તેને વધારે ન્યાય મળત ઠરાવના પૂર્વ ભાગમાં ઈરીગેશન પદ્ધતિપર અને બીજા ભાગમાં માતર તાલુકાના ઈરીગેશનના વહિવટપર ઉલ્લેખ કર્યો છે.

જમીનની મહેસુલ જે આકારવામાં આવે છે, તેની સાથેજ તે જમીનને પાણી મળતું હોય તેનો આકાર નક્કી કરવામાં અને વસુલ કરવામાં આવે છે. પાણી ખેતરને પુરૂં પાડવામાં આવશે એ સરતે પાણીનો આકાર લેવાય છે. આ સરકારની સાથે એક જાતનો કંટ્રાકટ છે. પાણી મળે કે નમળે, પણ પાણીના આકારના પૈસા લેવાનો એક પક્ષી કંટ્રાકટ તો ચાલુ રહે છે. દુકાળમાં પણ એ માફક થાય છે, અને જમીન વેરો લેવામાં આવે તેની માફક આ આકાર લેવાય એ કેવળ અન્યાયની વાત છે. તેનો મોટો દાખલો માતર તાલુકામાં બનેલો છે. ખેડા જીલ્લામાં માતર તાલુકો ગરીબમાં ગરીબ તાલુકો છે. એ તાલુકામાં ગામના ગામ ઉજ્જડ પડેલાં છે, ત્યારે એ તાલુકો કેટલો ગરીબ છે, કેટલો દરિદ્ર છે, તેનો ખ્યાલ કરશો. તેમાં કલમબંધી ૧૦-૧૨ ગામો છે, તેમાંનું મુખ્ય ગામ નવાગામ છે. ખારી નદીમાં ઉપર વાસેથી ઇરીગેશન ખાતાએ કટ લીધો અને ઉપર વાડેથી પાણી લઇ ગયા તેથી આ ગામને મળતું પોષણ બંધ થયું. પણ પેલો હિમાયતનો આકાર ચાલુ રહ્યો. ઇરીગેશન ખાતાવાળા પાણી વાળી ગયા તેથી તે ખાતા અને રેવન્યુ ખાતા વચ્ચે અથડા અથડી થયા પછી પણ કાંઇ દાદ મળતી નથી. તે નાણાં પાછાં મેળવવાને માટે અમદાવાદમાં દાવો બાંધ્યો પણ ૭ વર્ષ થયાં તેનું શું થયું તેની ખબર નથી. એ દાવો કોઈ જજ લેતો નથી. જજ્જે એવો શેરો માર્યો સંભળાય છે કે આ કેસ ફુરસદે હાથમાં લેવો. ૭ વર્ષ થયાં તેમને અન્યાય થયો છે. અને હજી કદાચ છેવટ આવતાં બે ચાર વર્ષ લાગશે. કીડી અને હાથી વચ્ચેના કોંટ્રાકટમાં કીડીનો મરો થાય છે. ગરીબ લોકો તો કળકળે છે. આ ઠરાવને આપ સર્વે ટેકો આપશો. (તાળીઓ.)

પ્રસ્તુત ઠરાવને અનુમોદન આપતાં નવાગામ વાળા રા૦ હિમાભાઇ કાશીભાઈ પટેલે કહ્યું:—

હું એક ખેડુત છું, તે નદિ પરના વસવાટનો પરાપૂર્વથી હક્ક થયેલો છે, અને ઠરાવમાં જણાવ્યા પ્રમાણે ન્યાય મળયો નથી. ૭ વર્ષથી સરકાર પર દાવો કર્યો છે, પણ હજી પત્તો નથી. અમારો પરાપુર્વનો હક છે તે ઝુંટવી લેવામાં આવ્યો છે અને નવા ઈરીગેશનમાં પાણી લઇ જવાને માટે જુના ઇરીગેશનનું પાણી લઈ લઇ ઉપજ વધારવી, એ પ્રમાણે કરવામાં આવ્યું છે. ૨ વર્ષ પર દુકાળ પડેલો તે વખતે સરકારને આ હિમાયત ન લેવા વિનતિ કરી ત્યારે પણ સરકારે સહેજ છુટ આપી. બાકી જબરદસ્તીથી વસુલ લીધી; આપણા એ હક માટે કલેકટર સાહેબ ને ફર્યાદ કરી ત્યારે તેમણે કહ્યું કે, ઇરીગેશન ખાતા વાળા પાણી લઇ ગયા તેમાં અમે કાંઈ પણ કરી શકીએ નહિ કમાઉ દીકરોજ વહાલો લાગેને ? અમે આ સંબંધમાં જે દાવો બાંધ્યો છે, તેની અંદર એવો

શેરો કરવામાં આવ્યો છે કે, કોઇ નવરો જજ આવે તે એ દાવો ચલાવે. (શરમ. શરમ,) અમે દુઃખી થઇએ છીએ અને સરકાર અમારા હક્કો ઝુંટવી લે છે, માટે આ ઠરાવને અનુમોદન આપશો.

મત લેતાં આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ઓગણીસમો—ગોચરો.

"ગુજરાતમાં ઢોરોને ચરવા માટે જુના વખતથી ગામોગામ ગોચર રાખવામાં આવતાં હતાં તે ઘણાં ગામોમાં ધીમેધીમે સરકાર તરફથી કમી કરી નાખવામાં આવ્યા છે. અને તેથી ઢોરની સ્થિતિ ઘણી ખરાબ થઇ છે, માટે આ પરિષદ્ સરકારને વિનવે છે કે, દરેક ગામમાં આવાં ગોચરોને માટે સારા વિસ્તારવાળી જમીન છુટી રાખવી જોઇએ".

રા. વાડીલાલ શાહે (ગોધરા) આ ઠરાવને પરિષદ્ સમક્ષ રજુ કરતાં કહ્યું:—

૧૨ મી સદીના પંચમહાલ તરફથી, ગુજરાત રાજકીય પરિષદ્‌ને જન્મ આપનાર પંચમહાલ તરફથી આ ઠરાવ આપની સમક્ષ રજુ કરવાને હું ઉભો થયોછું. આપણાં સર્વનાં મુખપર લાલી આવેલી છે તે લાલી આપણી ગૌમાતાઓ, પશુઓને આભારી છે. આ ઠરાવમાં આપણી માગણી એવી રીતે છે કે સરકારની વ્યવસ્થાને સુધારવી. ગોચરની જમીન ગામેગામ કમી કરવામાં આવે છે. સરકારનો પોતાનો ઠરાવ એવો છે કે એક ઢોર દીઠ બે એકર જમીન રાખવી, પરન્તુ દર ઢોરદીઠ એક એકર જેટલી જમીન પણ મળી શકતી નથી. દિવસે દિવસે કપાસ, ઘઉં વગેરે ચીજોની ખેતી વધતી જાય છે, તેમાં એ જમીનનો ઉપયોગ થતો જાય છે. વળી ગોચરને માટે એવી ખરાબ જમીન રાખવામાં આવે છે કે, તેમાં લોઢું પણ ઉગે નહિ. કાંતો ગોચરની જમીન ખારવાળી હોય છે અથવાતો તેમાં બાવળીયા ઉગેલા હોય છે. એટલે માત્ર કાગળીયે બતાવવામાં આવે કે જેથી સારૂં દેખાય એવી રીતે ગોચર રાખવામાં આવે છે. જો જંગલખાતા તરફથી જંગલનો ખુલો ભાગ ચરવા માટે વાપરવા દેવામાં આવતો હોય તો સારૂ પણ તેમ પણ કરવામાં આવતું નથી. તેને માટે એવી દલીલો કરવામાં આવે છે કે ખુલ્લા ભાગમાં ચરવા જતાં બંધ ભાગમાં ઢોરો પેસી જાય. ઢોરને માટે કહીએ તો ઢોરને અમુક જગ્યાએ પેસવું નહિ તેવો હુકમ અમલમાં મુકી શકાય નહિ. ગોવાળીયાઓ માટે કાયદો છે, અને ઢોર હંમેશા ગોવાળીયાના કાબુમાં રહે એમ હું માનતો નથી. વળી એવી દલીલ કરવામાં આવે છે કે, અમે જે જંગલ ઉભાં કરીએ છીએ તેમાં લોકો આવીને ઘાસ કાપે, હુકકો પાણી પીએ અને

તેથી કદાચ ઘાસ સળગી ઉઠે. વળી ઢોરને ખરજ આવે અને તે પોતાનું શરીર ઝાડ સાથે ઘસે તો નાનાં નાનાં ઝાડ વાંકા થઈ જાય. પણ આ દલીલ ચાલે એમ નથી, મારૂં કહેવું એ છે કે, જંગલમાં ૧૦ કે ૧૫ વર્ષ પછી એવી છુટ મુકવી. એક ઝાડ ૫ વર્ષ પછી સારી રીતે ઉછરે છે અને તેની સ્થિતિ બગડતી નથી. તો આ ધાસ્તી નકામી છે. જો ગોચરોને માટે કેટલીક વ્યવસ્થા થાય અને વધારે જમીન આપવામાં આવે તો ઢોર જીવતાં રહેશે અને તેથી ખેતીનો પણ ઉદ્ધાર થશે. હિન્દમાં જતે દિવસે ખેતી વિના બીજો ઉદ્યોગ રહેશે નહિ. રહેવા દીધો પણ નથી. તેમાં ૮૦ ટકા ખેડુતો છે, અને ઢોરની સ્થિતિ સારી નહોય તો આપણને રહેવાનું મુશ્કેલ થઈ પડશે અને તેથી અમલ કરનારાઓની સ્થિતિ પણ શોચનીય થઇ પડશે. માટે તે પસાર કરશો. ( તાળીઓ. )

ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં રા. ગોપાલજી ખંડુભાઇ (સુરત)એ કહ્યું:—

આ પરિષદ્ જે ઠરાવોને ટેકો આપે છે, તે ઠરાવો આ ઠરાવ વિના સ્વાભાવિક રીતે કીંમત વિનાના છે. ખેડુતો એ આપણા દેશનું મુળીઉ છે. પ્રથમ પોતાના મુળીયાને, જે ઝાડ, મજબુત કરતું નથી તે ઝાડ આ દુનિયામા ટકી શકતું નથી. ખેડુત બંધુઓએ ખાસ વિચાર કરવાનો છે કે, આપણુ જીવન તેમના હાથમાં છે. તેમના વિના ખેતીને ઉત્તેજન કોણ આપે?! ખેતીને પોષણ કોણ આપે ? રાજ્યનો પાયો કોણ ? હું હીંમતથી કહીશ કે, મારા ખેડુત બંધુઓજ. એ ખેડુતો બેદરકાર અને સ્વાર્થી વ્યાપારીઓના હાથમાં આવી પડવાથી પાયમાલ થાય છે. મોગલાઇ કે બાદશાહીમાં આટલી કરડી નજર ગાયો પર કરવામાં આવી નથી કણબીનું ધન પશુ છે, કહેવત છે કે, ખેડ ખાતર ને પાણી કર્મને લાવે તાણી, ખેડ માટે શું જોઈએ બળદ. કોણ આપે ? ! ગાય. ખાતર કોણ આપે! ગાય તે ગાય. તે તમારા રક્ષકના ખોરાકમાંથી ગઇ ! ઔરંગઝેબ જેવા પાદશાહના વખતમાં આટલી બધી ગોહત્યા થતી નહિ. તેનાથી હજાર ગણી ગોહત્યા હાલ થાય છે. ગાયોના રક્ષણને માટે આપણે ખાસ પ્રયત્નો કરવા જોઈએ, કેમકે તેમની પર ખેડુતોનાં બચ્ચાંના રક્ષણનો આધાર છે. હાલ હુ નજર કરૂં છું તો ગાયોના પેટમાં ખાડા દેખાય છે. વળી બળદની કીંમત પણ ૫ને બદલે ૫૦ થઇ છે. ગાયો વિના ખેડ થઈ શકે નહિ, ખેડુતો ફતેહમંદ થઇ શકે નહિ, તેઓ પોતાનું પોષણ ન કરી શકે તો બીજાને કયાંથી પોષે ? તમારૂ પેટ ભરવા વાળા અમે છીએ. અમારૂં જીવન એજ તમારૂં જીવન છે.

આ દેશનું રક્ષણ ખેડુતો કરે છે, કેમકે તેઓ અન્ન પકવે છે. અને અન્ન એ પ્રાણ છે. અમારા ખેડુતોની ફર્યાદો નહિ સાંભળશો તો હું કહીશ કે, તમે

તમારા દેશ અને રાજ્ય બંને ખે.શો, વધારે દીલગીર થવા જેવું એ છે કે મુંબાઈ ઇલાકામાં ૧૯૧૦ ના રીપોર્ટમાં ૧ કરોડ કરતાં વધારે ઢોર હતા એમ જણાવવામાં આવ્યું છે. ૧૯૧૪ મા તેમની સંખ્યા ઘટીને ૭૫ લાખ ગઇ હતી અને હવે કોણ જાણે કેટલાં રહ્યાં હશે દરેક ઢોરને ખાવાનું કેટલું મળે છે તેનો વિચાર કરો? મુંબાઇ ઇલાકાની અંદર ૭૫ લાખ જેટલાં ઢોર છે હવે દરેક ઢોરને દરરોજ ખાવાને ૨૫ શેર ઘાસચારો જોઇએ. તેમાં ઢોરને ખાવા માટે ઘાસ, ઝાડ, બાટુ ભુસું વગેરે મળીને ૧૭ અબજ ૭૬ લાખ શેરનું છે એટલે દરેક ઢોરને દરરોજ ખાવાને ૬।। શેર મળે છે, એટલે દરેક ઢોરને દરરોજનો ૧૮।। શેર જેટલો ભુખમરો છે. કપાસના ૪૦૦ કે ૫૦૦ બોલ્યા ત્યારે આટલું પણ ઢોરોને ખાવાને ન મળે, એ દીલગીરીની વાત છે. આપણા ખેડુતો કેટલા બધા હતભાગી છે. દુનીયામાં એ લોકો પોતાની વહાલામાં વહાલી ચીજનો નાશ કરે છે. ખેડુતોનું ખાસ ધન ખાતર છે. જે પશુઓથી મળેલું છે. એક અમેરિકન પ્રવાસીએ જોયુ કે એ ખાતર ખેડુતો બાળી મુકવા ધારતા હતા. ખાતરનાં છાણાં થાપી તેને તમે બાળી મુકો છો. સરકારે આવાં છાણાં બાળનારાઓ સામે પગલા ભરવાં જોઇએ આવો દુરૂપયોગ કરવામાં આવે છે ત્યારેજ આ ચીજનો લોકો સંગ્રહ કરી શકતા નથી. તમારી અમુલ્ય વસ્તુથી તમે બેદરકાર છો, તો માગવાનું ભુલી જાઓ પણ પ્રયત્ન કરી મેળવવા કે તેમાં વધારો કરવા પ્રયત્ન કરો. (તાળીયો.)

## ઠરાવ વીસમો. ગુજરાતનાં બંદરો.

"મુંબાઇ ઇલાકાનાં પશ્ચિમ કાંઠાનાં બંદરોની હાલની સ્થિતિ ઉપર વિચાર ચલાવવા અને તે બંદરોને કાયમ રાખવા અને ખીલવવા માટે સંપુર્ણ યોજના સૂચવવા માટે કમિટી નીમવાનો ઠરાવ મુંબાઈની ધારા સભામાં તા૦ ૩૦-૧૧-૧૮ ને રોજ થયો છે, તે મુજબ નીમાવાની કમિટી આગળ ગુજરાતના પશ્ચિમ ભાગમાં બંદરો અને દરીઆ કાંઠેની જમીનની સ્થિતિ અને નદીનાં પુરાણો વિષેની હકીકત એકઠી કરી રજુ કરવાની સત્તા ગુજરાત રાજકીય મંડળને સોંપવામાં આવે છે."

આ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો હતો. અને તેને સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ એકવીસમો. વિદ્યાર્થીઓ અને રાજદ્વારી સભાઓ.

"વિદ્યાર્થીઓ રાજશાસ્ત્ર તથા આપણા રાજદ્વારી પ્રશ્નોમાં રસ લઇ તેનો અભ્યાસ કરી શકે, અને રાજદ્વારી નેતાઓની નજર નીચે સ્વયંસેવકો તરિકે

તથા એવા પ્રકારના અન્ય સેવા ધર્મ બજાવી શકે તેટલા માટે તેઓને રાજદ્વારી તેમજ બીજી કોઈ પણ જાહેર સભામાં હાજરી આપવા છુટ મળવી ઘણી જરૂરની છે એમ આ પરિષદ્ મજબુત રીતે મને છે, અને તેથી મુંબાઈ ઇલાકાની શાળાઓ તથા કોલેજના વિદ્યાર્થીઓને સર્વ જાહેર સભામાં હાજરી આપવાની મનાઈના હુકમ સામે આ પરિષદ્ પોતાનો સખત વાંધો જાહેર કરે છે, અને માને છે કે, આ હુકમ વિદ્યાર્થીના જીવન વિકાસમાં પ્રતિબંધ કરનારો, તથા શિક્ષકના સંબંધમાં કડવાશ ઉત્પન્ન કરનારો તથા માબાપના હકો ઉપર હુમલો કરનારો છે, અને તે હુકમ રદ થવો જોઈએ."

ઉપરોક્ત ઠરાવ સુરતવાળા રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ પરિષદ્ સમક્ષ રજુ કરતાં જણાવ્યું:—

જે ઠરાવ મારે રજુ કરવાનો છે, તે આ પ્રમાણે છે. (ઠરાવ વાંચે છે.)

આ ઠરાવ ખાસ વિદ્યાર્થીઓના હકને લગતો છે, તેથી તે સર્વથી વધારે અગત્યનો છે, કેમકે વિદ્યાથીંઓ ઉપર દેશનો આધાર છે. વિદ્યાર્થીઓનો પ્રશ્ન એકલા નિશાળીયાઓનો નથી, પણ આખા દેશનો છે. તેઓએ માત્ર વિદ્યા મેળવવાની છે, એટલુંજ નહિ પણ કઇ વિદ્યા આપણને જરૂરી છે, તેનો પણ વિચાર કરવાનો છે. આપણા વિદ્યાર્થીઓને દેશના રાજદ્વારી પ્રશ્નોથી વિમુખ રાખવામાં આવે તેથી તેમનામાં ખામી આવી જાય છે. આપણા દેશમાં જે જે કૉન્ફરન્સો ભરાય છે તેમાં રાજકીય કૉન્ફરન્સ સર્વથી વધારે મહત્વની હોય છે, દેશમાં સારામાં સારા વકતા એ કૉન્ફરન્સોમાં આવે છે, અને ઉત્તમ ભાષણો. ચર્ચાઓ વગેરે થાય છે. એ ચર્ચાઓમાં જેજે પ્રશ્નોને અગત્યનું સ્થાન આપવામાં આવે છે, તેમાં વિદ્યાર્થીઓને છુટ આપવામાં ન આવે તો તેમનામાં દેશ મમતા કયાંથી આવે? તેમને ફકત પોપટીયું જ્ઞાન નથી જોઈતું. જીવનમાં ઉપયોગી વ્યાહારિક જ્ઞાન મેળવવાનું યોગ્ય સાધન કયું? આપ જોઇ શકશો કે, ત્રણ વિધિ જ્ઞાન મેળવવાની છે. પ્રણિપાત, પરિશ્રમ, અને સેવા આ ત્રણે સાધનો આવી પરિષદોમાં મળે છે. નેતાઓને પ્રણિપાત કરવા, તેમને પરિશ્રમ કરી તેઓ જે કહે તેનું શ્રવણ કરવું અને સેવા કરવા માટે આગળ પડી સ્વયંસેવકો બનવું એ ત્રણે આવી પરિષદમાં બની શકે છે. દેશની સેવાનો પ્રદેશ ઘણો મોટો છે, તેમાં વિદ્યાથીંઓનું સ્થાન ગૌરવવાળું છે. તે સ્થાનથી તેઓને પદચ્યુત કરવા ન જોઇએ. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં ગંગા સ્વરૂપ ગંગા બ્હેને કહ્યું:—

આપણા વિદ્યાર્થીઓને હાલમાં જે કેળવણી સરકાર તરફથી અપાય છે, તે આપણે વધાવી લઈએ છીએ. તે કેળવણી નોકર માણસો ઉત્પન્ન કરવાની મસીનરી છે. એ કેળવણી પામેલાઓને માટે નોકરી વિના બીજુ કાંઇ જીવન નથી. ખરેઅરી કેળવણી તો ઘરમાં માતાઓજ આપી શકે. માતાઓ ગર્ભમાં પણ જ્ઞાન આપી શકે છે, અભિમન્યુને સુભદ્રાએ ગર્ભમાં કોઠા ભેદવાનું જ્ઞાન આપ્યું હતું મદાલસાએ પોતાના ચારે પુત્રોને પારણામાંથી જ્ઞાન આપ્યું હતું, જેમાંથી ત્રણને સંન્યાસ આપ્યો હતો ને ચોથાને રાજદ્વારી શિક્ષણ આપ્યું હતું. અત્યાર સુધીમાં હિંન્દને ભીખ માગતા શું મળ્યું ! હવે વિષયાંતર થાય છે તેને માટે ક્ષમા કરશો. પ્રથમ હું સ્વદેશીવૃત પર બોલનાર હતી. સ્વદેશી એ આપણા દેશનું જીવન છે. અને તેને માટે આપણે રેંટીઆનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું જોઇએ. આપણે રેંટીયાઓ વિષે ગફલતમાં રહયા તેથીજ લેંકેશાયર અને માન્ચેસ્ટર આટલાં બધાં ફાવી ગયા છે. એ વાત કેટલાક મીલમાલેકોને પુછવાથી માલુમ પડશે. લેંકેશાયર જેવું હિન્દમાં કાપડ બનાવવાને હજી બીજા ૫૦ વર્ષ જોઈએ, આપણને રેંટીયો કાંતવાની શરમ ન આવવી જોઈએ. પણ મને એટલું તો લાગે છે કે, આપણા જુના રેંટીયાઓમા કેટલીક ખામીઓ છે તે સુધારવાની જરૂર છે. ( તાળીઓ. )

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં સ્વામી સત્યદેવે જણાવ્યુઃ—

ભગવાન રામચંદ્રજી તથા લક્ષ્મણજી મહર્ષિ વિશ્રામિત્ર સાથે ગયા ત્યારે તેમને ખુદ વસિષ્ઠે તથા વિસ્વામિત્રે યુદ્ધ વિદ્યા શીખવી હતી. તેમજ તેમની પરીક્ષા કરી હતી. જનકની સભામાં ભગવાન રામચંદ્રજીની પરીક્ષા લેવામાં આવી હતી. આપણો આદર્શ આવો છે, પરંતુ અમારી રાજનીતિ અમારા વિદ્યાર્થીઓને એવા આદર્શની ના પાડે છે, અમને ગોળીબાર શિખવવામાં આવતો નથી, પણ કાગળીયાના ઘોડા કરવામાં આવે છે. ચીકાગો વગેરેમાં અમને પઢાવવામાં આવે છે તે ખરૂ પણ રીપબ્લીકન કલબ આદિમાં સર્વ ભાગ લેતા થાય એજ ખરૂં જીવન છે, એજ વાત છે હાલ નિશાળોમાં જેઓ ભણે છે તેઓ જાતિના પ્રજાના સ્થંભ બને છે. હું જયારે યું, પી. (સંયુક્ત પ્રાંતો) માં ગયો હતો ત્યારે રાતના સમયે વ્યાખ્યાન આપવું પડયું હતું. તે વખતે રાતના સમયે ગુપચુપ વિદ્યાર્થીઓ મારૂં ભાષણ સાંભળવા આવ્યા હતા. એમનામાં શું હતું ? તેઓ શા માટે ગુપ્ત રીતે આવ્યા હતા. કેમકે તેમને ઉપરથી ડંડા પડે છે. અમારા વિદ્યાર્થીઓને ઇમાનદારી નહિ બતાવવી એવું પ્રથમ શીખવવામાં આવે છે. આપણા વિદ્યાર્થીઓએ ચારિત્ર સંગ્રહ કરવાનિ જરૂર છે. ખુશામત કરવાથી, જુઠા બન-

વાથી ચરિત્રનો લોપ થાય છે. અને જેનામાં ચારિત્ર ન હોય તે શું કરી શકે? આપણે ૩૦ વર્ષો સુધી પ્રસ્તાવો (ઠરાવો) ની ઝડી કરતા આવ્યા છીએ પણ શું કરી શકયા? જો ચારિત્ર હોય તો આપણે ઘણું પ્રાપ્ત કરી શકયા હોત. ( તાળીઓ. ) આપણને ચારિત્રહીન રાખવામાં એમનો સ્વાર્થ છે, પણ આપણે તે જોવું જોઈએ. આર્ય સંતાનો ઇશ્વરનાં ખાસ સંતાનો છે, ઈશ્વર આપણને સારી રીતે બદલો આપશે, ત્યાં તો સઘળા સમાન છે અને ભગવાન રસ્તો સાફ કર્યા કરે છે. ( તાળીઓ. )

આ ઠરાવ પર મત લેતા તેને સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામા આવ્યો હતો.

## ઠરાવ બાવીસમો નડિયાદ અને નાંદેજ બારેજડીમાં વધારાની પોલીસ.

"નડિયાદમાં અને નાંદેજ તથા બારેજડી ગામમાં વધારાની પોલીસફોજ બીન અપરાધી લોકો ઉપર મુકવામાં આવી છે, તે અન્યાયી છે માટે તે ઉઠાવી લેવી જોઇએ, એવો આ પરિષદનો અભિપ્રાય છે."

ઉપલો ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતાં અમદાવાદના રા૦ મગનભાઈ ચતુરભાઇ પટેલ બેરીસ્ટર એટ લોએ કહયું:—

ડીસ્ટ્રીકટ પોલીસ એકટની ૨૫ મી કલમ અન્યાયી છે, એમ કહેતાં મને જરાય આશંકા આવતી નથી. કોક જરૂર પડે તોય હિંદના દુર્ભાગ્યે કોઈપણ સત્તા અમલદારને વાપરવાને માટે આપવામાં આવી હોય તેનો અહીં દુરૂપયોગ થયો છે. એ કલમનો ગુજરાતમાં દુરૂપયોગ ઘણો થયો છે. જ્યારે આખા ગામે એક ગુન્હો કર્યો હોય, આખો વર્ગ ગુન્હાપર ચઢયો હોય, ત્યારે બધા ગામને કે સમૂહને કેદમાં ન મોકલી શકાય તેવે વખતે તે જગ્યાએ એ કલમની રૂએ પોલીસ રખાય. એ પ્રમાણે નડિયાદ, નાંદેજ તથા બારેજડીમાં પોલીસ મુકવામાં આવી છે. નડિયાદના સંબંધમાં કલેકટરે શું કહ્યું હતું, તેની તપાસ કર્યા પછી એવી પોલીસ રાખવી જોઇતી હતી. નડિયાદની પ્રજાને માટે તેમની પરથી ગુન્હાનો બોજો લઇ લેનારૂં સર્ટીફીકેટ કલેકટરે આપ્યું છે. એ સર્ટીફીકેટ કલેકટરે ૨૧ મી તારીખે આપ્યું, અને લગભગ ૨૦ દિવસ પછી નડિયાદપર ૧૯ હજારનો દંડ નાંખવામાં આવ્યો. અને તે દંડ કોની ઉપર નાખ્યો ? સુલેહ જાળવનારા પાટીદાર તથા વાણીઆઓ ઉપર ( શરમ, શરમ ) એ અન્યાય છે. આવું સર્ટીફીકેટ એક તરફથી આપવામાં આવે છે, ત્યારે ૧૫ દિવસમાં એ વિચાર કેમ ફર્યો ? જો નડિયાદની ઉપર દંડ નહિ નાખીએ તો ગુજરાત ગાઠશે

નહિ, એવો ભય રાખવામાં આવ્યો હતો. સત્યાગ્રહની હીલચાલ પહેલાં નડિયાદમાં થયલી હતી. હોમરૂલ લીગની શરૂઆત પણ નડિયાદમાં થયેલી હતી. કલેકટરે આ પોતાની આંખે જોયલી વાત છે, અને છતાં તે બદલવી પડે એમાં અંગ્રેજી રાજ્યનો ન્યાય નથી નડિયાદ મ્યુનિસીપાલીટી કહે છે કે, ગુન્હેગારને શોધી કાઢવામાં અમે મદદ આપવા તૈયાર છીએ, અને તેને માટે તે રૂ૦ ૫૦૦ ની બક્ષિસ જાહેર કરે છે. એની ઉપર રૂપીયા ૧૯ હજારનો દંડ ઠોકવામાં આવે છે, અગરેજી રાજ્યની કલમો બહુ જબરદસ્ત હોય છે, પણ તેનો હંમેશા દુરૂપયોગ થાય છે. કેટલાકોની ઉપર ટ્રીબ્યુનલ સમક્ષ કામ ચલાવવામાં આવ્યું, તેમાં કોર્ટે ગુન્હેગારોને છોડી દીધા તેમાં ન હતો સત્યાગ્રહીઓનો હાથ, કે ન હતો હોમરૂલરોનો હાથ. આ તોફાન કરાવવામાં નડિયાદના લોકોનો હાથ હતો કે નહિ તે જાણ્યાવિના તમે શી રીતે દંડ નાખી શકો ?! ગાંધીજીના સત્યાગ્રહથી લોકોનાં મન ઉશ્કેરાઈ ગયા છે હોમરૂલ લીગવાળાઓ લોકોને ઉશ્કેરે છે અને સરકાર ના નોકરો પણ તેમાં ભાગ લે છે એવાં એવાં બાલાં મારવા, એવી વસ્તુને આગળ કરવી એ અંગ્રેજી રાજ્યનો ન્યાય નથી, પણ રૂશીયાનો ન્યાય હોય તો ભલે ! હોમરૂલની હીલચાલનો પોલીસથી વાંકો વાળ ન થઇ શકયો. તે હીલચાલને દબાવવી કયારે ?! એ પ્રસંગ તેઓ ખોળી રહયા હતા, અને તેથી એ દંડ નંખાયો. આ નડિયાદની વાત થઈ. એ સંબંધમાં રોબર્ટસન એમ કહેછે કે, આવો દંડ નાખ્યો તે ગુન્હેગાર લોકોની શિક્ષા માટે નહિ પણ નિરપરાધીઓના રક્ષણને માટે. નાંદેજ અને બારેજડીના કેસમાં તો મને અંગત માહિતી છે. ૧૨–૧૫ જમીનદારોપર દંડ નાખવામાં આવ્યો, તેમાં ખરેખાત તો ચાર કે પાંચજ જુદા જમીનદારો છે ભાઇએ ભાઈની સામે જુબાની આપી, તેનીપર પણ શિક્ષા. બારેજડીમાં પાટીદાર એકજ છે, એનીપર ૭૦૦૦નો દંડ નાખવો એ કયો ન્યાય ?! આવો અન્યાય હવે અટકવો જોઇએ. એવા અન્યાયથી આપણને બચાવશો તોજ હિંદમાં બ્રિટિશ રાજ્ય ચિરસ્થાયી રહેશે. (તાળીઓ.)

ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં અમદાવાદના રા૦ હરિપ્રસાદ પીતાંબર દાસ મહેતાએ કહયું—

જે ઠરાવ આપની સમક્ષ રજુ કરવામાં આવ્યો છે, તેને અનુમોદન આપતાં મને સંતોષ ઉપજે છે, મારી આગળના વકતાએ જે કહયું છે, તેમને હું મળતો થઈ નાંદેજ અને બારેજડીના સંબંધમાં બે શબ્દ ઉમેરીશ. એ ગામોનો મને ૧૫–૨૦ વર્ષનો અનુભવ છે. એ ઘણાં નાનાં ગામડાં છે. નાંદેજમા થોડા પાટીદારોની વસ્તી છે, અને તે થોડું ઘણું સમજે છે. બારેજડીમા ગરાશીઆ ઠાકરડા ઢેડ વગેરેની વસ્તી છે અને તેઓ ઘણા ગરીબ છે અને બાકીના બધા

અત્યંત અજ્ઞાન છે. નડિયાદનાં લોકોએ રાજકીય હીલચાલમાં ભાગ લીધો છે, પણ અહીંના લોકો તો રાજ્યકીય હીલચાલમાં સમજતા પણ નથી. તેમનામાં રાજકીય હીલચાલ થવીજ જોઇએ એ ઇષ્ટ છે એમ હું માનુંછુ. પરંતુ એ બિચારા ગામોના લોકો કાંઇપણ રાજકીય હીલચાલમાં જાણતાં ન હતા. એક દિવસ આખા હિંદમાં ઉકળાટ થયો, અને તેમાં થોડાક માણસોએ રેલ્વેના પાટા ઉખેડી નાખ્યા. આરોપી ૯ હતા, તેમાથી ૭ જણને દેશનિકાલની સજા કરવામાં આવી છે. આ બે નાનાં ગામડાપર પોલીસ નાખવામાં આવી છે. ત્યાના ગરીબ ખેડુતો આ સાલમા તગાવીની બાકી આપવી પડશે અને તેમની પાસે દોઢું મહેસુલ લેવામાં આવશે. તે ઉપરાંત આ દંડની રકમ ભરવી પડે તે તેમના ઉપર બહુ મોટો અન્યાય છે. આટલો મોટો અન્યાય જેમ બને તેમ જલદી દુર કરવાની જરૂર છે. ( તાળીઓ )

આ ઠરાવને પરિષદ સમક્ષ રજુ કરતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

તે પછીથી નીચેના ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા હતા, અને તે સર્વાનુમતે પસાર થયલા જાહેર કરવામાં આવ્યા હતા,

## ઠરાવ ત્રેવીશમો વેઠ.

" ખેડુત વર્ગ પાસેથી, અનાજના દુકાનદાર પાસેથી તેમજ વસવાયાં કહેવાતા વર્ગના લોકો પાસેથી વેઠવારા કરાવવામાં આવે છે એ તેમના ખેતીના તથા ધંધાના કામમાં ઘણી અડચણ કરતા હોવાથી, તેમજ તેની પ્રતિષ્ઠાને હીણપત લાગાડનાર હોવાથી બંધ કરવાનો પ્રજામત કેળવવા આ પરિષદ સર્વને વિનંતિ કરે છે. "

## ઠરાવ ચોવીશમો કેળવણી.

અ. આ પરિષદ્ સરકારને આગ્રહ પુર્વક વિનંતિ કરે છે કેઃ—

( ૧ ) " ખેતીના શિક્ષણ માટે ગુજરાતમાં ઓછામાં ઓછી એક કોલેજ અને જીલ્લામાં એક નિશાળ રાખવી જોઇએ.

( ૨ ) દરેક જીલ્લામાં ઓછામાં ઓછી એક હુન્નરશાળા અને શાસ્ત્રીય જ્ઞાનની એક હાઇસ્કુલ ઉઘાડવી જોઇએ, તથા ગુજરાતમા તેજ વિષયની ઉંચી કેળવણી માટે એક કોલેજ સ્થાપવી જોઇએ.

( ૩ ) જે મ્યુનીસીપાલીટીઓ મફત અને ફરજીઆત કેળવણી દાખલ કરે તેમના કેળવણીના આખા ખર્ચ માટે ૧/૨ ને બદલે ૩/૪ ખર્ચ સરકારે આપવો જોઇએ.

( ૪ ) દરેક જીલ્લામાં ઓછામાં ઓછી એક કન્યાઓ માટે હાઇસ્કુલ તથા જ્યાંથી માગણી આવે ત્યાં મીડલ સ્કુલ સરકારે સ્થાપવી જોઇએ, તથા સુરત અને અમદાવાદ મહિલા વિદ્યાલય જેવી નવીન પ્રયોગો કરતી સંસ્થાઓને નાણાંની બહોળી મદદ કરવી જોઇએ. "

કે આ પરિષદ ગુજરાતની સર્વ મ્યુનિસીપાલીટીઓને આગ્રહ પુર્વક વિનંતિ કરે છે કે, તેઓએ પોતપોતાની હદમાં છોકરા તથા છોકરીઓ માટે મફત અને ફરજીઆત કેળવણી તાકીદે દાખલ કરવા બનતા પ્રયત્ન કરવા."

## ઠરાવ પચીસમો મજુર વર્ગના સંઘો.

"આપણા મજુર વર્ગની સ્થીતી સુધારવા સારૂ તેમના સંઘોની જરૂર છે, અને તેના સંઘો સ્થાપવા પ્રયત્ન કરવા દેશના આગેવાનોને આ પરિષદ આગ્રહપુર્વક ભલામણ કરે છે."

## ઠરાવ છવ્વીસમો મ્યુનીસીપલ મુકરદમા.

"કોઇ પણ મ્યુનીસીપલ કાઉનસીલરને ઓનરરી મેજીસ્ત્રેટ તરીકે મ્યુનીસીપાલીટીને લગતા મુકદમાઓ ચલાવવાનિ સત્તા નહિ હોવી જોઇએ, અને તે પ્રમાણે અમલ થાય એમ હુકમ કાઢવા નામદાર મુંબઇ સરકારને આ પરિષદ આગ્રહ પુર્વક ભલામણ કરે છે."

## ઠરાવ સત્તાવીસમો વર્તમાનપત્રો અને રજીસ્ટર્ડ લાયબ્રેરીઓ.

" હિંદમાં પ્રગટ થતાં કેટલાક વર્તમાન પત્રોને રજીસ્ટર્ડ લાયબ્રેરીઓમાં દાખલ કરવા માટે સરકારી કેળવણી ખાતા તરફથી અંકુશ મુકવામાં આવ્યો છે તે અંકુશ દુર કરી હિંદમાં પ્રગટ થતાં દરેક વર્તમાનપત્રને રજીસ્ટર્ડ લાયબ્રેરીઓમાં છુટથી મુકવાં એવો આ પરિષદનો મત છે. "

## ઠરાવ અઠ્ઠાવીસમો મ્યુનીસીપાલીટીમાં સ્ત્રી સભાસદોની ચુંટણી.

" આ પરિષદનો એવો અભિપ્રાય છે કે ડીસ્ત્રીક્ટ મ્યુનીસીપલ એક્ટમાં એવો સુધારો કરવો કે, સ્ત્રીઓ મ્યુનીસીપાલીટીના સભાસદોની ચુંટણીમાં ઉમેદવાર થઇ શકે. "

## ઠરાવ ઓગણત્રીસમો નવું કાર્યકારી મંડળ.

"આ પરિષદના ઠરાવોનો અમલ સરકાર અને પ્રજા તરફથી થાય તે સારૂ વર્ષ દરમ્યાન કામ કરવા માટે નીચેના ગૃહસ્થોનું મંડળ નીમવામાં આવે છે."

( ૧ ) નામદાર ગોકળદાસ કહાનદાસ પારેખ પ્રમુખ
( ૨ ) મહાત્મા ગાંધીજી
( ૩ ) નામદાર વીઠલભાઈ ઝવેરભાઇ
( ૪ ) રા. રા. જીવણલાલ વ્રજરાય દેશાઈ
( ૫ ) ,, મગનભાઈ ચતુરભાઇ પટેલ
( ૬ ) ,, કૃષ્ણલાલ નરસીંહલાલ દેશાઇ
( ૭ ) ,, ગણેશ વાસુદેવ માવળંકર
( ૮ ) ,, બહેન અનસુયા સારાભાઈ
( ૯ ) ,, ગોકળદાસ દ્વારકાદાસ
( ૧૦ ) ,, ફુલચંદ બાપુજી શાહ
( ૧૧ ) ,, હિરાલાલ હરજીવનદાસ નારીએલવાળા
( ૧૨ ) ,, ગંગાસ્વરૂપ ગંગાબહેન ( ભરૂચ અને બીજાપુર )
( ૧૩ ) ,, ઇશ્વરભાઇ ઝવેરભાઈ અમીન ( વસો )
( ૧૪ ) ,, મણીલાલ હરીલાલ વકીલ ( ગોધરા )
( ૧૫ ) ,, વામન સીતારામ મુકાદમ ( ગોધરા )
( ૧૬ ) ,, દલસુખભાઇ વકીલ ( ગોધરા )
( ૧૭ ) ,, પુરશોતમદાસ શાહ વકીલ ( ગોધરા )
( ૧૮ ) ,, ઘનશ્યામ એન. મહેતા ( ગોધરા )
( ૧૯ ) ,, શેઠ માવજીભાઈ ગોવિંદજી ( મુંબઇ )
( ૨૦ ) ,, માસ્તર મનસુખલાલ ( મુંબઇ )
( ૨૧ ) ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી ( મુંબઇ )
( ૨૨ ) ,, દયાળજી નાનુભાઈ દેશાઇ ( સુરત )
( ૨૩ ) ,, ઇમામ સાહેબ એ. કે. બાવાઝીર
( ૨૪ ) શેઠ અચરતલાલ ચુનીલાલ ( અમદાવાદ )
( ૨૫ ) રા. રા. શંકરલાલ ઘેલાભાઇ બેંકર ( મુંબઇ )
( ૨૬ ) ,, કાળીદાસ જસકરણ ઝવેરી ( અમદાવાદ )
( ૨૭ ) ,, મોતીલાલ ભોગીલાલ શાહ ( ચીખોદરા )
( ૨૮ ) ,, કલ્યાણજી વિઠ્ઠલભાઇ મેહતા ( સુરત )
( ૨૯ ,, ડાહ્યાભાઈ કલ્યાણજી ( દેશાઇ )

( ૩૦ ) ,, ડાકટર ફરસુખરામ વીરસુખરામ હોરા ( સુરત )
( ૩૧ ) મી૦ મીયાં સાહેબ અલીભાઇ હુમદાની ( સુરત )
( ૩૨ ) રા૦ છોટાલાલ અનુંપરામ વ્યાસ ( ઉમરેઠ )
( ૩૩ ) ,, મણીભાઇ વલ્લભભાઇ કોઠારી ( અમદાવાદ )
( ૩૪ ) ,, મગનલાલ ભુખણદાસ શેઠ
( ૩૫ ) ,, કનઇયાલાલ નાનાભાઈ દેશાઇ
( ૩૬ ) ,, ડાહ્યાભાઈ સુંદરજી દેશાઇ.
( ૩૭ ) ,, વલ્લભાઇ ઝવેરભાઇ પટેલ ( અમદાવાદ ) } સેક્રેટરીઓ
( ૩૮ ) ,, હરિભાઇ ઝવેરભાઈ આમીન ( ભરૂચ ) } સેક્રેટરીઓ
( ૩૯ ) ,, ઇંદુલાલ કનઇયાલાલ યાજ્ઞિક ( અમદાવાદ ] } સેક્રેટરીઓ

## ઠરાવ ત્રીસમો. રાજકીય કેદીઓને મુકિત.

"સુલેહની ઉજવણી ડીસેમ્બર માસમાં થવાની છે તે પ્રસંગે, હિંદના સઘળા રાજકીય કેદીઓને છુટા કરવા આ પરિષદ સરકારને વિનંતિ કરે છે."

આ ઠરાવ પર બોલતાં પંચમહાલવાળા રા. વામન સીતારામ મુકાદમે જણાવ્યું:—

ઠરાવોના છાપેલાં પત્રકોમાં તો હું ત્રણ ફેરા તમારી સેવામાં હાજર થયો, પરંતુ ખરી સેવા કરવા દેવાની છુટ તો મને ઉદાર અંતઃકરણી પ્રમુખે હમણાંજ આપીછે જે માટે તેમનો આભાર માનું છું.

આ ઠરાવમાં બે મુદ્દા સમાયલા છે. એકતો સુલેહની ઉજવણી અને તે પ્રસંગે રાજકીય કેદીઓની મુકિત. સુલેહની ઉજવણી તે પ્રજાનો આનંદ હોવો જોઇએ. પ્રજાને એક તરફથી ઉજવણી કરવાનું કહેવાય અને બીજી તરફથી તેની પીઠ પર રોલેટ એકટ જેવા જુલમી કાયદાથી ફટકા મારવા એ બે વાતો બની શકતી નથી.

કુદરતનો પણ એવો નિયમ છે કે, ફટકા મારવામાં આવે તો આંખમાંથી આંસુ નીકળે, પરંતુ હિંદમાંની અંગ્રેજ સરકારતો તે કુદરતી સત્તાથી પણ આગળ વધી પીઠ ઉપર ફટકા મારી રઇયતને આનંદ માનવાનુ કહે છે. રૈયત રડતી હોય તે વખતે માબાપ આનંદ કરે મોજ કરે, સમારંભો કરે, એ માબાપ કેવાં ? પંજાબના આગેવાનોને પેટે ઘસડતા ચલાવવામાં આવ્યા, ( શરમ શરમ. ) ન બોલાય એવા શબ્દો કહેવામાં આવ્યા, અને સરકાર કહે છે કે, ઉજવણી કરો. જે વખતે આપણા પેટમાં હોળી સળગતી હોય, આંખમાંથી આંસુની ધારા ચાલતી હોય તે વખતે હિન્દ મૈયાનો એવો કયો સાચો પુત્ર હોય કે તે ઉજ

વણીમાં ભાગ લેશે ? (શરમ શરમ) આપણા રાજકીય કેદીઓની સ્થિતિ જાણીને આપણા અંતકરણની અંદરથી આંસુને બદલે લોહીની નીકો વહેશે. લખનોની કોંગ્રેસમાં એક બંગાળી વકતાએ દાખલો આપ્યો હતો કે એક યુવક સારો ભણેલો ગણેલો હતો, વિલાયત જઈ આવ્યો હતો તેને રાજકીય કેદી તરીકે કેદ કરવામાં આવ્યો હતો, અને ત્યાં અત્યંત જુલમી રીતે રાજકીય કેદીઓ પર જુલમ ગુજારવામાં આવે છે. એક રાજકીય કેદી પાણીનો તરસ્યો હતો તેણે પાણી માગ્યુ ત્યારે તેને પાણી ન આપ્યું (શરમ શરમ) અને હિન્દના એ દુખી સંતાને હિન્દની અંદર રાજય ચલાવી રહેલા એક અમલદાર પાસે પાણી માગ્યુ ત્યારે એ ઉદાર અંતઃકરણના અમલદારે પાણીને બદલે પેશાબ આપ્યો (શરમ શરમ) બીજો દાખલો વર્તમાનપત્રોમાં આવેલો છે,

બંગાલની અંદર પોલીસ અમલદારે એક રાજકીય કેદીને જાજરૂમાં લઇ જઈ પીશાબની અંદર નરક ભેળવી તેના મોંમાં નાખવામાં આવ્યું. (શરમ, શરમ. ઇંગ્લાંડમાં એવી સ્થિતિ બીલકુલ ચાલે નહિ, કેમકે ત્યાં લોકસત્તા ઘણી છે. તેથી એકકે અવાજે આખી પ્રજાએ માગી લેવું જોઈએ કે રાજકીય કેદીઓમાંના એકકે એકને છુટા કરો. (તાળીઓ.) "ટ્રીબ્યુન" ના અધિપાત કાલીનાથરાય જેવાને ત્રણ વર્ષની સખ્ત સજા કરે છે. આ સંબંધમાં આપણે દયા માગતા નથી, પરંતુ શુદ્ધ ન્યાય માગીએ છીએ. ભીખ માગવાના દિવસો ચાલ્યા ગયા છે, હવે હકક સાબીત કરવાનો જમાનો આવ્યો છે. (તાળીઓ) જેઓ "યંગ ઇંડીઆ" વાંચતા હશે, તેમને ખબર હશે કે, પંજાબમાં કેવા અન્યાયી સજાઓ થઈ છે. અને આ સજાઓ હાઇકોર્ટમાં થઇ નથી એજ દેખાડે છે કે, તે અન્યાયી છે. બ્રિટિશ સરકારની શાખ હાઈકોર્ટોમાં છે, તે છતાં ટ્રીબ્યુનલો પાસે કેસો લઇ જવામાં આવે છે. આ અનયાય દૂર કરાવવાને માટે આ ઠરાવને તમે ટેકો આપશો. (તાળીઓ.)

આ ઠરાવપર પરિષદનો મત લેતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

## ઠરાવ એકત્રીશમો. પરિષદ્‌ને અમદાવાદમાં આમંત્રણ.

"શ્રી ગુજરાત રાજકીય પરિષદના ચતુર્થ આધવેશનને માટે ગુજરાતના પાટનગર અમદાવાદ તરફથી આમંત્રણ આપવાની દરખાસ્ત રાવ બહાદુર રમણભાઇ મહીપતરામ રૂપરામ નીલકંઠે મુકી હતી, અને રા. જીવણલાલ વ્રજરાય દેસાઈ તરફથી અનુમોદન અપાતાં તેનો હર્ષપૂર્વક સ્વીકાર કરવામાં આવ્યો હતો."

## ઠરાવ બત્રીસમો. પ્રમુખ મહાશયનો ઉપકાર.

શ્રી તૃતીય રાજકીય પરિષદ્—સુરતના પ્રમુખ માનનીય ગોકુળદાસ કહાનદાસ પારેખનો ઉપકાર માનવાની દરખાસ્ત પ્રમુખ સમક્ષ રજુ કરતાં રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇએ જણાવ્યું:—

જે વખતે આ પરિષદ્ ભરવાનો ઉદ્યમ ચાલતો હતો તે વખતે અમારા માર્ગમાં ઘણી મુસ્કેલીઓ નડી હતી. પ્રમુખપદ લેવાને માટે અમારે ઘણાઓને પૂછાવવું પડયું હતું, જે સમયે અમારા પ્રમુખે અમને ઘણી મદદ કરી હતી. તેમણે ત્રણ દિવસોમાં જે કાર્ય કર્યું છે, તેને માટે આપણે તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો જોઇએ. આ રાજકીય પરિષદ વિષે પેપરોમાં અનેક ગપાટા ચાલી રહ્યા હતા અને સુરતીઓ એકવાર ફરીથી ૧૯૦૭ નો ફારસ તો નથી ભજવવાના એવા પ્રશ્નો કરવામાં આવતા હતા. આપે આ પારષદમાં એટલું પણ જોયું છે કે, અહિંયાં તમામ મતવાળાઓ એકઠા થયા છે તેનું માન પણ આપણા પ્રમુખ સહેબનેજ છે. સાથે સાથે મારે કહેવું જોઇએ કે બહારના સ્વયંસેવકોએ આવીને ઉત્તમ સેવાઓ બજાવી છે, તેમનો પણ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવામાં આવે છે. વર્તમાન સમયમાં યુવકવર્ગની સેવા ઘણી અગત્યની છે, કેમકે આપણા દેશની સ્થિતિ ઘણી દયાજનક છે. ઉતારાનાં મકાનોના તથા પરિષદને વાપરવા આપેલી જગ્યાઓના માલીકોનો પણ હું આભાર માનું છું. યુવકોને મારે એક વિનતિ કરવાની છે કે, જો કે આપણા વૃદ્ધોના વિચારો આપણી સાથે એકમત ન થઇ શકે તો પણ હંમેશાં વૃદ્ધોને માન આપવું. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં મુંબાઈના રા૦ માવજી ગોવિંદજી શેઠે કહ્યુ:—

લોકોમાં એમ કહેવાય છે કે, ઘરડાઓ વિના રાજા રાવણનું રાજ્ય ગયું. જાનમાં પણ જો ઘરડાઓ ન હોય તો જુવાન ગાડું અટકી પડે. આ કહેવત બહુ અર્થ સૂચક છે, તેનો આપણે અનેક પ્રસંગે અનુભવ કરીએ છીએ. મોટેરા કડવું કે મીઠું કહે તે આપણા લાભને માટે હોય છે, પછી જવાનીના તનમનાટમા આપણે તે ગણકારીએ કે ન ગણકારીએ એ જુદી વાત છે. પહેલાંનો જમાનો સરળતાનો હતો, તે સમયે આપણે ગને તેન નાચતા, કુદતા, મતભેદમાં લહેરો કરતા અને યાહોમ દોડયા જતા, તે આપણને પાલવતું. હવે પછીનો જમાનો ભયંકર આવે છે. તેમાં ખાસ સાવધાનતા રાખવાની જરૂર છે. તેમાં વૃદ્ધોએ અને જુવાનીઆઓએ સર્વેએ એક સાથે મળીને કામ કરવાની જરૂર છે. આપણા દેશમાં મોટામાં મોટી જરૂર એકસંપની છે. દેશમાં સંપ સ્થાપો. વૃદ્ધોના શબ્દને

માન આપો. જવાનીઆ તરીકે અમારામાં અનેક દોષો હશે. અમારા તનમનાટમાં, ભવિષ્યમાં કામ કરવાનો અમને ફાંકો હોવાથી અમને અમારા એ દોષ દેખાતા ન હોય તો માફ કરશો. (તાળીઓ.) પણ આપણે સઘળા ભાઈઓ છીએ, સઉ સરખા છીએ, તેથી કાંઇ વધારે પડતું બોલાય તો ક્ષમા કરશો. પ્રમુખ મહાશય આપે જે ઉપકારો અમારી ઉપર કર્યા છે, તે અમે ભૂલીશું નહિ. બીજા ઘરડાઓએ જે જે ઉપકારો કર્યા છે તેને માટે અમે અમારા અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. અમે જુવાન બંધુઓ અમારા હૃદયથી ઉપકાર માનીએ છીએ. (તાળીઓ) અમે યુવાન છીએ એટલે કદાચ તમને કહીશું, પણ કોઇને કહેવાતો નહિજ દઇએ–બચ્ચાં છીએ અને તેથી કાંઇ કહી દઇએ તો તેથી માઠું તો નજ લાગવું જોઇએ. પ્રમુખ મહાશય, આ પરિષદનું કાર્ય ઉકેલવામાં આપે જે ખામોસી રાખી છે, જે શાંતિ રાખી છે, જે ધીરજ રાખી છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. ૧૯૦૭ ની યાદગીરીના સુરત શહેરમાં અનેક જાતના મત-મતાંતરો છે, તે બધાને શાંત કરવા એ ઓછી મુશ્કેલીનું કાર્ય નથી. અને આ પરિષદમાં તે શાંત કરવામાં આવ્યા તેજ બતાવી આપે છે કે હવે આપણા દેશમાં સંપનો યુગ આવે છે. અમે સઘળા આપના ઋણી છીએ પણ મને દર ગુજર કરજો, અને મારે કહેવું પડે છે કે, ઘરડાઓએ પણ અમારી વાતો સાંભળવી જોઇએ, અમે જુવાનીઆ છીએ તેથી અમારો તુચ્છકાર ન કરવો જોઇએ, અને નવીન કાર્યક્ષેત્રમાં અમારા ઉમંગો, ઉત્સાહ અને વેગને વિનાકારણ દરેક પ્રસંગે રોકવા કે ભાંગી નાખવા ન જોઇએ, છતાં અમે હમેશ માગીએ છીએ કે, ઘરડાઓની અમને બહુ જરૂર છે. ગાડીની સહીસલામતી માટે બ્રેક અને એન્જીન બંનેની જરૂર છે. બ્રેક વિના એન્જીન દોડવા જશે તો તે ઉથલી પડશે અને એંજીન વિના ગાડી ખેંચાશે નહિ. બંને સારી રીતે હળી મળીને ચાલશે તોજ પ્રગતિ થશે અને ભવિષ્ય ઉજ્જવલ નીકળશે. (તાળીઓ.)

અમદાવાદના રા. કાલિદાસ ઝવેરીએ પ્રસ્તુત ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું:—

ના. ગોકળદાસભાઇએ ગુજરાતની જે સેવાઓ કરી છે તેને માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. મહાત્મા ગાંધીજીએ ખેડા જીલ્લામાં સત્યાગ્રહની હીલચાલ શરૂ કરી ત્યારે ગુજરાતસભાએ તેમને જ્યારેજ્યારે આમંત્રણ કર્યું ત્યારે ત્યારે અમદાવાદ આવીને તેમણે પોતાની સલાહ આપી હતી. પ્રમુખશ્રી, આપ એમ નહિ સમજતા કે, અમે સેવાની કદર નથી કરતા. આ જમાનો ઘણો બારીક છે. કદાચ આ સભામાં ડીટેકટીવ હશે. તેની ચિંતા નહિ. તેઓ તેઓની ફરજ પ્રમાણિકપણે બજાવે એ આપણે ઇચ્છીએ છીએ. હાલના

જેવો જુલમ આપના વખતમાં નહતો. અંતઃકરણથી અમે જાહેર કરીએ છીએ કે સ્વરાજ્ય હિંદના હિતને માટે જરૂરનું છે. અને તે અમે મેળવવાનાજ. ઘરનાં વડીલો બાળકોની ભુલો જુવે છે, ત્યારે તેમને ઘરમાંથી લાત મારી કાઢી મુકતા નથી, તે પ્રમાણે જો અમારી ગરદન મરડીને નહિ પણ સમજાવીને અમને આગળ લઈ જશો તો અમે જરૂર તે પ્રમાણે કરીશું. ગુજરાતનું ઐક્ય સાધવામાં આપે સારો ભાગ લીધો છે. આ પરિષદને માટે પ્રમુખ મેળવવાને માટે મુશ્કેલી વેઠવી પડી હતી, તે વખતે આ પરિષદનું પ્રમુખસ્થાન લઇને આપે આખા ગુજરાતને ઉપકારી કર્યું છે. અત્યાર સુધી આપે જે પ્રેમથી ગુજરાતની સેવા કરી છે, તે પ્રેમ ચાલુ રાખશો, અને અમારી અંતઃકરણની પ્રાર્થના છે કે, તમે દીર્ઘાયુ ભોગવો. ( તાળીઓ. )

ઉપરોકત ઠરાવને રા. બા૦ ખંડુભાઈ ગુલાબભાઇ દેશાઇએ હજી વિશેષ અનુમોદન આપ્યા પછી સર્વાનુમતે તાલીઓની ગર્જના વચ્ચે પસાર કરવામાં આવ્યો હતો.

## પ્રમુખનો ઉપસંહાર.

પરિષદના પ્રમુખ શ૦ ગોકળદાસ કહાનદાસ પારેખે વળતો જવાબ આપતાં જણાવ્યું—

આ જગ્યાએ આ દરખાસ્તના સંબંધની અંદર મારે વિષે જે વચનો બોલવામાં આવ્યા છે, તે માટે મારે કેવી રીતે ઉપકાર માનવો તે મારી શકિતમાં નથી. આ જગ્યાએ હું જે નહિ માનું એ રીતે મારે માટે ઉત્તમ વચનો બોલાયાં છે. તે બોલનારનો સર્વનો હું ઉપકાર માનુ છું. મેં કેટલીએક પ્રાંતિક કોન્ફરન્સોનો અનુભવ કરેલો છે, તેથી નવા ફેરફારોમાં કેટલા લાભ અને અલાભ છે તે હું જણાવીશ. આ પરિષદનું બંધારણ ત્રણ વર્ષો પર થયુ હતુ તે પહેલાં પરિષદોનું કામ અંગ્રેજી ભાષામાં ચાલતું હતુ તેમાં દેશી ભાષા જાણનારો મોટો ભાગ ભાગ લઈ શકતો નહિ. મારા મિત્ર ગાંધીજીને (તાળીઓ) લાગ્યું કે, જો દેશી ભાષામાં પરિષદનું કામકાજ કરવામાં આવે તો તેથી પ્રજાને ઘણો લાભ થાય અને તેથી તેમણે તેમ કરવાનો સુધારો સુચવ્યો. આ સુધારો બીજાઓને સુઝયો નહિ તે માટે મને અજાયબી જેવું લાગે છે. પહેલાં લોકોનો બારઆની કે દશ આની ભાગ ભાષણોમાં શું બોલાય છે, તે સમજતો ન હતો કેટલાકતો કંટાળીને જતા રહેતા. વળી આ વખતની લાગણી તે વખતે નહતી. જે લાગણીને માટે ફતેહમંદ પ્રયત્ન ગાંધીજીએ કર્યો છે તેથી તેમણે આપણા ગુજરાત ઉપર ખરેખર મોટો ઉપકાર કર્યો છે.

અત્યાર સુધી ૧૯૦૭ પછી સુરતને માથે એક કલંક જેવું જણાતું હતું. એ કલંકને માટે સુરત જવાબદાર નહતું. (તાળીઓ.) બહારના લોકો તરફથી લંગાણુ થયું હતું. એ કલંક પછી બે જુદા જુદા બેટ પડી ગયા હતા પછી ગુજરાતની રાજકીય સમાજ જુદી પડી હતી આ બે બેટમાંથી એક બેટના માણસો બીજા બેટના માણસો સાથે બીલકુલ સંબંધ રાખે નહિ એવી સ્થિતિ થઈ હતી. મારી આટલી ઉમર થઈ તેમાં હું એવો બેવકુફ નથી. કે, ૭૦-૭૨ વર્ષના માણસના અને ૨૫ વર્ષના યુવાનના વિચારો એક સરખા હોય એવું માની લઉં. યુવાનોએ અમારા શરિરનું એક અંગ છે, જેને માટે મને ઉત્તમ લાગણી છે. યુવાનોમાં ઉત્સાહ (Enthusiasm) હોય છે, પરંતુ જેને દુનીઆની લાતો વાગે છે, તેનો ઉત્સાહ હળવે હળવે કમી થાય છે. જુવાનીઆઓ જેને બીકણપણું કહે છે તેને અમે (Caution) સાવચેતી દુરંદેશીપણું કહીએ છીએ. જુવાનીયાઓ કહે છે કે વૃદ્ધો બાયલા થઇ ગયા, હીંમત રહી નહિ એટલે નબળી નબળી સલાહ આપે છે. અમે એમ કહીએ છીએ કે, અમારી સલાહ નાખી ન દેતાં. સાઠ વર્ષો પછી અકકલ રહેતી નથી એમ તમે માનતા હોતો અમારી સલાહને ફેંકી દેશો. અને જો તેમાં વધારે અનુભવ દેખતા હો તો તે માન્ય કરશો. આ પરિષદનું કાર્ય ઉકેલવા માટે ફતેહ અને મેળવી છે. તે માટે તથા બે જુદા જુદા બેટોને જોડવા માટે પુલ રચ્યો છે તે માટે હું સુરતને ધન્યવાદ આપું છું. આ પરિષદ્‌માં ફતેહ મેળવવા માટે વિષય નિર્ણાયક કમિટીમાં અને બીજી જગ્યાઓએ મારા ડેલીગેટ મિત્રોએ જે મદદ કરી છે તેમજ સનમાનકારિણી સભાના સભ્યોએ ખરેખરી મદદ આપી છે તેને માટે તે સર્વનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું; વળી યુવકોએ આપણને જે મદદ આપી છે તેથી સંતોષ આપી શકે એવું કાર્ય થયું છે, તે થઈ શકત નહિ. તમારા વિચારો છુટથી જાહેર કરવાનો તમારો હક હું કબુલ કરૂં છું, અને મને ખોટું લાગતું નથી, અને લાગશે પણ નહિ. તમે વૃદ્ધોના બોલને સલાહરૂપી ગણી મનન કરશો. જો તમે બીલકુલ મનન ન કરો તો મને દીલગીરી થાય હજી પણ મારા મનમાં એમ છે કે આવા ઘરડાઓની સાથે તમે આવો તો એમના વિચારોને માટે વધારે ખુલાસો કરવામાં આવે, અને તે વધારે લાભકારી છે તમારે આ રાજ્યની અંદર એક વાતનો ખરેખરો વિચાર કરવાનો છે. અંગ્રેજી દેશની પદ્ધતિ એવી છે કે છોકરૂં રડે નહિ ત્યાંસુધી મા ધવડાવશે નહિ. તે પદ્ધતિ પ્રમાણે Agitation, Agitation અને Agitation (ચળવળ ચળવળ અને ચળવળ) ચલાવશો ત્યારેજ સફળ થશો. પણ એ ચળવળ ચલાવવામાં તમે તમારૂં માથું સારી રીતે ઠેકાણે રાખજો તમારી તરફ રાજ્ય તરફથી લાગણી વધશે એમ માનતા નહિ, પણ અંગ્રેજી રાજ્યથી કેટલો લાભ થયો છે, અને કેટલો લાભ થવાનો છે તેનો વિચાર કરી

તેની ભક્તિ મનમાં રાખવી. રાજ્યના અધિકારીઓ પોતાના તાબાના અમલદારોની શિખવણીથી દબાઇ જાય છે તે માણસોને હાથે તેઓ લોકોની લાગણી સમજવાને તેઓ કેવળ અશક્ત છે. મૂર્ખ અને અભણ લોકોપર કેટલો જુલમ થાય છે તે વાત તો મારા જેવા માણસે ખબર મેળવેલી હોય તેજ જાણે છે. એ દુઃખ તરફ ધ્યાન ખેંચવું એ સરકાર સમજતી નથી એવું અનુમાન છે તેમાં સરકારને ફાયદો છે ? જ્યારે એ બાબત એમ જણવી કે હોમરૂલ લીગથી કે સત્યાગ્રહથી સરકારની સત્તા તુટી જાય છે. હું એમ માનતો નથી કે હોમરૂલલીગ કે સત્યાગ્રહના બોધથી સરકારી સત્તાનો અભાવ થાય છે અથવા તેમાં ઓછાપણું આવી જાય છે. (તાળીઓ) પ્રજા તરફથી ઉત્તમ કાર્ય થાય એજ આપણે ઇચ્છીએ છીએ, હવે વખત ઘણો ટુંકો છે. હું અંતકરણ પૂર્વક ઇચ્છું છું કે, આ સંસ્થા હમેંશા ઉપયોગી છે તેના કરતાં પણ વધારે ઉપયોગી નીવડે. (તાળીઓ) પ્રમુખ સાહેબના ઉક્ત ભાષણ પછી પરિષદનું કામ સમાપ્ત થયું હતું.



# ત્રીજી ગુજરાત રાજકીય પરિષદ્—સુરતનો

## તા૦ ૧૦—૮—૨૦ સુધીનો હિસાબ.

જમા

| | |
|---|---|
| ૭૦૬૪–૦–૦ | ડોનેશન |
| ૨૬૫૮–૮–૦ | સ્વાગત મંડળની ફી ૩૮૬ સભાસદોની |
| ૩૧૭૪–૦–૦ | પ્રતિનીધિની ફી ૧૦૬૨ પ્રતિનિધિ |
| ૧૫૭૨–૧–૦ | પ્રેક્ષકોની ટીકીટના વેચાણના. |
| ૧૪૫૦૮–૯–૦ | |

ઉધાર

| | |
|---|---|
| ૧૧૯૧૦–૭–૦ | પરિષદનો કુલ ખર્ચ નીચેનાં ખાતા મુજબ |
| ૪૨૫૦–૧૫–૯ | મંડપનો ખર્ચ |
| ૨૬૧–૧–૬ | સીટી ડેકોરેશન |
| ૨૧૩–૧–૯ | સ્ટેશનરી |
| ૧૩૫૮–૬–૯ | છપામણી. |
| ૧૧–૧૩–૦ | તાર ખર્ચ |
| ૨૧૩–૧૩–૬ | પોસ્ટ ખર્ચ |
| ૧૯–૧૦–૬ | દીવાબત્તી |
| ૪–૨–૩ | મજુરી |
| ૫૯–૨–૬ | પરચુરણ ખર્ચ |
| ૩૪૦–૧૦–૦ | એસ્ટાબ્લીશમેન્ટ |
| ૧૦–૨–૦ | ડેડસ્ટોક |
| ૪૯–૦–૦ | મુસાફરી ખર્ચ |
| ૩૦૭–૮–૦ | બેચીસ વગેરે |
| ૦–૯–૦ | વટાવ વગેરે |
| ૧૧૩૯–૩–૬ | સ્વયં સેવકના ડ્રેસ તથા રીંગ |
| ૫૦–૦–૦ | વાજાંવાળા |
| ૧૨૯૧–૮–૦ | સ્વાગત ખાતે |
| ૨૫–૩–૦ | ભાડા ખાતે. |
| ૨૧૯–૮–૦ | રીપોર્ટસ |
| ૧૦૦૦–૦–૦ | ગુજરાત રાજકીય મંડળ અમદાવાદ |
| ૧૦૦૦–૦–૦ | સુરત ડીસ્ટીકટ એસોસીએશન |
| ૩૫–૦–૦ | સુરત રાજકીય મંડળની શાખાના ખરચ માટે |
| ૧૧૫૧૦–૭–૦ | ખર્ચ |
| ૨૫૯૮–૨–૦ | સીલક |
| ૧૪૫૦૮–૯–૦ | કુલ. |

વધેલી રકમમાંથી રીપોર્ટ છપાવવા વગેરેનો ખર્ચ જતાં બાકીની વધેલી રકમ સુરત જીલ્લા તથા શહેરમાં રાજકીય કામ કરવા માટે ગુજરાત રાજકીય મંડળની શાખા ખોલી તેના ખર્ચમાં વાપરવાનો તા૦ ૨૬–૬–૨૦ના રોજ મળેલી પરિષદની સ્વાગત મંડળની સભાએ ઠરાવ કર્યો છે

દરેક જીલ્લાવાર તથા સુરત જીલ્લાના તાલુકાવાર નીચે મુજબના પ્રતિનિધિઓએ પરિષદમા ભાગ લીધો હતો

સુરત શહેર ૩૧૮, વલસાડ ૫૮, જલાલપોર ૮૫, માંડવી ૪૩, ચોર્યાશી ૮૫, ઓલપાડ ૪૮, બારડોલી ૮૨, ચીખલી ૩૩, પારડી ૨૭, મળી કુલ્લે ૧૦૬૨